# પ્રધાનની પ્રતિજ્ઞા.

કવિશ્રી ભાસના प्रतिज्ञायौगन्धरायण નાટક ઉપરથી

રચી પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,

અમદાવાદ.

लोके हारि हि वत्सराजचरितम् ।

रत्ना. प्रिय. प्रस्तावना ।

આવૃત્તિ ૧, પ્રત ૫૦૦. સંવત ૧૯૭૮, સન ૧૯૨૨.

મૂલ્ય સવા રૂપિયો.



છાપનાર શા. મોહનલાલ ચીમનલાલ,

યુનિઅન પ્રિન્ટિગ પ્રેસ કંપની લિમિટેડ,—અમદાવાદ.

# કેશવલાલ હર્ષદરાય ધ્રુવે

## પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો.

| | |
|---|---|
| મેળની મુદ્રિકા | રૂ. ૧–૪–૦ |
| પરાક્રમની પ્રસાદી | ૧–૦–૦ |
| સ્વપ્નની સુંદરી | નવી આવૃત્તિ બહાર પડનાર છે. |
| વિંધ્યવનની કન્યકા | ૦–૧૫–૦ |
| મધ્યમ | કાચી બાંધણી ૦–૮–૦<br>પટી બોર્ડ ૦-૧૦-૦ |
| પ્રધાનની પ્રતિજ્ઞા | ૧–૪–૦ |
| ગીતગોવિંદ | ૧–૮–૦ |
| અમરુશતક | ૧–૪–૦ |
| છાયાઘટકર્પર | ૦–૧–૦ |
| સત્યવાદ અને પક્ષવાદ | ૦–૩–૦ |
| બાણકૃત કાદંબરી, પૂર્વ ભાગ | ૩–૦–૦ |
| मुद्राराक्षसम् | ઘટાડેલી કીમત ૧-૧૪-૦ |

હવે પછી પ્રસિદ્ધ થવાનું પુસ્તક

**બાણકૃત કાદંબરી, ઉત્તર ભાગ.**

મળવાનાં ઠેકાણાં:—મુંબઇ, સુરત, વડોદરા અને અમદાવાદના પ્રસિદ્ધ બુકસેલર.

My life was poisoned, lack-a-day!
Thy nectared sweetness made it sweet.
So with a loving heart I lay
This greatful present at thy feet.

I live in thee, who art as dear
To me as ***learning*** and ***good name***.
Soul of my soul! Do thou for e'er
Live in my body of fair fame.

दुरूहोच्छिन्नदुष्टानामर्थानां सिद्धिरस्तु मे।
प्रक्षिप्तभ्रष्टनष्टानां शब्दानां शुद्धिरेव च ॥

# મિતાક્ષરી.

**પ્રધાનની પ્રતિજ્ઞાનો** આ બીજો જન્મ છે[1]. પૂર્વે ગદ્યભાગ મૂળ પ્રમાણે માપ વિનાના ગદ્યમાં અને પદ્યભાગ સમરૂપ પદ્યમાં રચ્યો હતો. હવણાં માપ વિનાના ગદ્યને માપમાં ગોઠવ્યું છે. મૂળ ગદ્યની પેઠે અનુવાદની માપવાળી વાણી પાઠ્ય જ રહે, એ હેતુથી મેં [2]વનવેલીનો ઉપયોગ કર્યો છે. ચતુરક્ષર સંધિના એ અક્ષરબંધ સિવાય ચતુર્લવ સંધિનો કાલબંધ[3] પણ ત્રીજા અંકમાં યોજ્યો છે. એ અક્ષર-બંધ અને કાલબંધ સંવાદના કારણથી પદ્યરચનાની કોટિમાં આવે છે. પરંતુ તેમની એકે એક પંક્તિ કાવ્ય છે એમ હું કહેવા માગતો નથી. ચતુર્લવ જોડકણું તો નામ પ્રમાણે જોડકણું જ છે. એનો બંધ નવો નથી. વનવેલી પણ કવિતનો પરિચય ધરાવનારને છેક નવીન નહિ જણાય. તેમ છતાં, તેનો સંવાદ હૃદયમાં કદાચિત ન ઊતરે, તો ગદ્ય તરીકે વાંચતાં વાંધો નહિ આવે. કેમકે વાક્યરચનાએ અને પદ્યરચનાએ ઉભયથા વનવેલી પાઠ્ય જ છે.

[4]રૂપબંધ અને [5]માત્રાબંધના છંદોમાં પૂર્વે મેં લઘુનો ગુરુ અને ગુરુનો લઘુ કરવાની છૂટ લીધી હતી. આ આવૃત્તિમાં તેનો મોટે ભાગે ત્યાગ કર્યો છે[6]. અસલ રચનાની કાયમની નિશાની તરીકે માત્ર જૂજ છંદ મૂળ સ્વરૂપમાં રહેવા દીધા છે.

---

૧ **વીસમી સદી**માં આ નાટકનો અનુવાદ પ્રથમ છપાયો હતો. ૨ વનવેલીના સ્વરૂપ બાબત **સત્યવાદ અને પક્ષવાદ**ને આરંભે આપેલો ટૂંકો નિબંધ જોઈ જવા વાંચનારને વીનતી છે. ૩ અક્ષરનું સ્વતઃસિદ્ધ માપ ન લેખવી તે જેટલા વખતમાં બોલાય તેના ધોરણે તેનું માપ ગણી કરેલી પદ્યરચના, તે કાલબંધ. એના માપના એકમને મેં લવ નામ આપ્યું છે. એ એકમનું કાલમાન એક માત્રા જેટલું છે. ૪ લઘુ ગુરુના આધારે જે છંદ રચાય તે; જેવા કે વૈશ્વદેવી, માલિની, શાર્દૂલવિક્રીડિત. ૫ માત્રાના આધારે જે છંદ રચાય તે; જેમ કે આર્યા. ૬ જુઓ મધ્યમ નાટકના ' બે બોલ '

વર્તમાન આવૃત્તિ તૈયાર કરતાં સંસ્કૃત મૂળ પણ ધ્યાનપૂર્વક જોઈ ગયો છૂં. **બૃહત્કથાસંગ્રહ**[7] અને **વીણાવાસવદત્તા**ની સહાયતાથી વસ્તુ તેમ જ વાચના નિર્ધારવા જેટલૂં બની શક્યૂં તેટલૂં કર્યૂં છે. સંગૃહીત વસ્તુ કલ્પનામિશ્રિત નહિ—પણ કેવળ ઐતિહાસિક છે, તે ઉપોદ્‌ઘાતમાં સ્પષ્ટ કરી બતાવ્યૂં છે. વળી આલંકારિક ભામહના વાક્‌પ્રહારનૂં લક્ષ્ય **પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ** નથી, પણ અસંભવ અને અત્યુક્તિની પાંખથી ઊડનારી અદ્‌ભુત લોકકથા છે, એ વિશે પણ સંક્ષિપ્ત વિવેચન કર્યૂં છે. પ્રસંગવશાત્ **વીણાવાસવદત્ત**નો નિર્માણકાળ પણ વિચાર્યો છે. નાટકની વાચના અને વત્સરાજનો ઇતિહાસ—ઉભય પ્રદેશ આજ પર્યંત અક્ષુણ્ણ રહેલા છે, તેમાં આ પહેલવહેલો પગદંડો છે. માર્ગ બહુ જ કંટકવાળો અને [8]ભૂલવણી ભરેલો છે. કાંટા દૂર કરવા અને પગથી પાડવા ઉપોદ્‌ઘાત અને ટિપ્પણીમાં પ્રયત્ન કર્યો છે. અનુવાદક ભોમિયો હોવાનો દાવો કરતો નથી. તેમ છતાં જે કંઇ કહેવામાં આવ્યૂં છે તેના ખરાખોટાપણાની જવાબદારી તે પોતાને માથેથી કાઢી નાંખવા પણ માગતો નથી. જે વાવે તે જ લણે અને જેવૂં વાવે તેવૂં લણે, એમાં શો સંશય ?

---

૭ પૈશાચી **બૃહત્કથા**ના બુધસ્વામીએ રચેલા આ સંક્ષેપને **બૃહત્કથાશ્લોકસંગ્રહ** પણ કહે છે. ૮ જુઓ **મન્ત્રાકુ**ની બે અર્થ ઊપજાવવા મથતી **વ્યાખ્યા**.

# ઉપોદ્ઘાત.

## ઐતિહાસિક નાટકોનું જોડકું.

સંસ્કૃત નાટકકારોમાં ભાસ કવિ ઊંચું સ્થાન ધરાવે છે; અને **प्रतिज्ञायौगन्धरायण** તેનાં પ્રસિદ્ધ ઉત્તમ નાટકોમાંનું એક છે. એ અને સુપ્રસિદ્ધ **स्वप्नवासवदत्त** મળી **महावीरचरित** અને **उत्तररामचरित** જેવું એક જોડકું બને છે. એમાં ઇસવી સન પૂર્વે પાંચમા સૈકાના મધ્ય ભારતનો ઇતિહાસ સમાયો છે. વત્સદેશનો ઐલવંશી ઉદયન તેનું સૂચિત મહત્ત્વનું પાત્ર છે. એની જીવનકથા કવિતાના વિવિધ રંગે રંગાયલી છે. વાસવદત્તાનું હરણ અને પદ્માવતીનું પાણિગ્રહણ ઐતિહાસિક છતાં કાવ્યકથા જેવાં ચમત્કારક છે. મૂલભૂત વસ્તુ પાછળથી રચાયલી અદ્ભુત વાર્તાઓ કરતાં વધારે હૃદયંગમ છે. પહેલો પ્રસ્તાવ **प्रतिज्ञायौगन्धरायण**નો વિષય છે. એમાં આધિકારિક વસ્તુના વિશિષ્ટ નિરૂપણ ઉપરાંત અનેક પૌર્વકાલિક પ્રસંગની આડીઅવળી ઉપરટપકે નોંધ છે. ઇતિહાસ ક્રમબદ્ધ જાણવા જેવો છે:

## સંક્ષિપ્ત વૃત્તાંત.

ત્રિવેણીસંગમથી ઉપલાણમાં આશરે અઢાર કોસ ઉપર યમુના નદીના ઉત્તર કાંઠે હાલ કોસમ કરીને ગામ છે. એના પડોશમાં એક વિશાળ પુરાણું ખંડેર છે. તેની આસપાસ માટીનો જંગી કોટ છે. તેની દીવાલ આજુબાજુની જમીનથી વીસ પચીસ હાથ ઊંચી છે. કોટની ઉત્તર બાજુ ત્રણ હજાર, દક્ષિણ ચાર હજાર, પૂર્વે પાંચ હજાર અને પશ્ચિમ ત્રણ સાડાત્રણ હજાર હાથ લાંબી છે. ખંડેરનો નૈર્ઋત્ય ખૂણો નદીના ધસારાથી ધોવાઈ ગયો જણાય છે. બચેલા કોટમાં વચ્ચે વચ્ચે કોઠા છે. તે કોટની દીવાલથી બહુ તરવા છે. ઉત્તર તરફ તેમની ઊંચાઈ ચોતરીસ અને નૈર્ઋત્ય તથા વાયવ્ય દિશા તરફ ચાળીસ હાથથી પણ વધારે જોવામાં આવે છે. કોટના ખંડેરનો ઘેરાવો લગ-

ભગ સવાએ કોસ છે. એની આસપાસ સૂકા ભાગમાં અસલ ખાઈ હશે; અત્યારે તો તે પૂરાઈ ગઈ છે. એ ખંડેરમાં એક મોટો શિલા-સ્તંભ જોનારની દૃષ્ટિ ખેંચે છે. તેના ઉપર મહાન અકબરના સમયનો લેખ છે. એમાં એ ઉજ્જડ પડેલા શહેરનું નામ કોતરેલું મળી આવે છે. પાસેનું કોસમ ગામ પણ પોકારી કહે છે કે બ્રાહ્મણનાં પુરાણમાં, જૈન તથા બૌદ્ધની ધર્મકથામાં અને અદ્‌ભુત લોકવાર્તામાં જાણીતી કોશાંબી નગરી તે અહીં હતી[૯].

આ પુરાતન નગર ઐલ વંશના કુશાંબ રાજાએ વાસ્યૂ[૧૦] હતું. ગંગાની ભારે રેલમાં હસ્તિનાપુર તણાઈ ગયૂં, ત્યારે અર્જુનથી આઠમા પુરુષ ચક્રે કુશાંબના શહેરને પાટનગર ઠરાવ્યૂં. ત્યારથી માંડીને, ચક્રવર્તી નંદે રાજસત્તાક, ગણસત્તાક અને સંઘસત્તાક વિવિધ અન્ય રાજ્યોનો અંત આણ્યો ત્યાં સુધી, કોશાંબી જ ઐલવંશી રાજાઓની રાજધાની રહી. વત્સદેશનૂં મુખ્ય શહેર હોવાથી તેનૂં બીજૂં નામ વત્સપત્તન પણ જાણવામાં છે. એ નગર શ્રાવસ્તિ, ઉજ્જયિની, રાજગૃહ, તક્ષ-શિલા વગેરે માલવ સંવત પહેલાંના પાંચમા છઠ્ઠા શતકનાં પ્રસિદ્ધ નગરો સાથે વ્યવહારના ધોરી માર્ગોએ જોડાયલૂં હતૂં. ગંગાની સહચરી

---

૯ ચીનાઈ યાત્રાળુ યવનચંગે કોશાંબીનો ઘેરાવો ત્રીસ લી એટલે પાંચ માઈલ લખ્યો છે. યમુનાના ધસારાથી ખવાઈ ગયેલો અર્ધ માઈલપૂર ભાગ ગણતરીમાં લેતાં ખંડેરનો હાલનો વિસ્તાર એ માપ સાથે મળતો આવે છે. ખંડેરની હકીકત Cunningham's Ancient Geography of India માંથી લીધી છે.

૧૦ કુશાંબને પુરાણોમાં પુરૂરવાથી દસમો પુરુષ કહ્યો છે. વાનપ્રસ્થ અવસ્થામાં એ હાલ કોશાંબીનૂં ખંડેર છે ત્યાં આશ્રમ બાંધીને રહ્યો હતો; જુઓ અશ્વઘોષકૃત [illegible] ।१।५८।, ककन्दस्य म( vl मृ )कन्दस्य कुशाम्बस्यैव चाश्रमे । पुर्यो यथा हि श्रूयन्ते तथैव कपिलस्य तत् ॥. એ સ્થળ આબાદ થઈ શહેર-રૂપે વિસ્તાર પામ્યૂં, તે જ કોશાંબી.

યમુનાને કાંઠે વસેલું હોવાથી કાશી વૈશાલી મગધ અને વંગ દેશ સાથે એને નૌસાધ્ય સંબંધ હતો. મનુષ્ય અને વાહનને નદી ઓળંગવી સરળ પડે, તેટલા માટે યમુના ઉપર વહાણનો પૂલ પણ હતો[૧૧].

વત્સદેશમાં અનેક ઐલવંશી રાજાઓ થઈ ગયા છે. પણ તેમાં વત્સરાજ ઉપનામથી પ્રસિદ્ધ તો એક જ છે, ઉદયન. પુરાણમાં એને અર્જુનથી પચીસમો પુરુષ કહ્યો છે. તે મુકુટધારી થયો, ત્યારે તેને તાજો જ મૂછનો દોરો ફૂટ્યો હતો. તેની કાંતિ જન્મથી કંદર્પના પિતા થવાને યોગ્ય હતી. તેમાં યૌવને ઓર ઉમેરો કર્યો હતો. અસ્ત્ર-શસ્ત્રના ઉપયોગથી એનો બાંધો સુદૃઢ અને સુઘટિત બન્યો હતો. તેનું હૃદય વ્હાલસોયું અને રસજ્ઞતાથી ભરપૂર હતું. તેણે ગાંધર્વવિદ્યામાં એવી તો અપૂર્વ કુશળતા મેળવી હતી, કે એની વીણાના નાદથી તે ગમે તેવા ઉન્મત્ત હાથીને વશ કરતો હતો. એ રાજા વર્ણાશ્રમનું રક્ષણ કરી પ્રીતિથી પ્રજાનું પાલન કરતો હતો. ગુણથી રીઝી પ્રજા પણ રાજાને સંપૂર્ણ વ્હાલી હતી.

પ્રજાની અનન્ય ભક્તિથી નિશ્ચિંત થયેલા રાજાનું નવા વિજય તરફ ચિત્ત વળ્યું. યૌવન એ પરાક્રમની ફૂલવાડી છે. એ ભૂમિમાં સાહસના અંકુર પાંગરે છે, પાલવે છે અને પોષણ પામી ફાલે ફૂલે છે. નવજવાન ઉદયને વત્સરાજ્યની દક્ષિણે આવેલો ચેદિદેશ ચડાઈ કરી જીતી લીધો[૧૨].

અંતર્વેદિના ઉગતા તારાનો ચમકારો અવંતિના પ્રદ્યોતની આંખમાં ખટક્યો. તે એના જમાનાનો મહા સાહસિક રાજા હતો. એની વિજયશાળી સેનાનું અક્ષૌહિણીએ લેખું થતું હતું, જેને લીધે

૧૧ જુઓ बृ. क. सं. ।८।२२।२२५. ૧૨ बृ. क. सं. ।६।७५ માં चेदिवत्सનું સંયુક્ત રાજ્ય કહ્યું છે, તે આધારે નોંધ કરી છે.

તે મહાસેન ઉપનામથી ઓળખાતો હતો. એણે સિંધુ સૌવીર મત્સ્ય પાંચાલ શૂરસેન વગેરે દેશ પર સવારી લેઈ જઈ તે તે દેશપતિને નમાવ્યા હતા. ચેદિદેશના જીતનાર ઉપર પ્રતાપ બેસારવા એની સેનાનો સમુદ્ર ઊલટ્યો. સામા આવી વત્સરાજે તેને વધાવી લીધો. રણસંગ્રામમાં ભેટાભેટ થતાં નીલમેઘ ઉપરથી ઉદયને નલાગિરિ ઉપર બિરાજેલા પ્રદ્યોતના રત્નજડિત ટોપ ઉપર ભાલાનો એવો તો સચોટ વજ્રપ્રહાર કર્યો, કે અવંતિરાજને અંધારાં આવી ગયાં. ઐલવંશી રાજાએ બેશુદ્ધ થતા પુરુષ પર ઘા કરવાનું યોગ્ય ન ધાર્યું. યુદ્ધમાં મૂર્છા પામેલા રાજાને લેઈ અવંતિની અક્ષૌહિણી વત્સદેશમાં પગ મૂક્યા વિના સરહદથી જ પાછી વળી.

વત્સરાજના વિજયથી મહાસેનના અમાત્ય ભરત રોહકના મનમાં ભારે ગ્લાનિ પેદા થઇ. રણમાં થયેલા પરાભવની અપકીર્તિ ધોઈ નાંખવાને તેણે ન જીતાયલા પ્રતિપક્ષીને છળથી વશ કરવાનું વિચાર્યું. એક વાર એકાંતમાં તેણે લાગ જોઈ મહાસેનને વિજ્ઞાપના કરી, કે પૃથ્વીનાથ! આજ્ઞા આપો, તો વત્સરાજને હું હાલહાલ બાંધી લાવું. સ્મિત હાસ્ય કરી પ્રસન્ન મુખથી રાજાએ તેને પૂછ્યું:—અમાત્યજી! તમે શો ઘાટ ઘડવા ધારો છો? પ્રધાને વિનયથી ઉત્તર આપ્યો:—આપણા નાગવનનો પાળેલો કદાવર હાથી છે, તેને આ [૧૩]ગ્રીષ્મમાં છેવાડી મલ્લિક અને સાલની કુંજમાં છૂટો મૂકીશું. એટલે એ ભવ્ય હાથીની ભાળથી લોભાઈ વત્સરાજ તેને વીણાથી વશ કરવા આવશે. તેને ઝાડીમાં સંતાડી રાખેલા આપણા સુભટો ઘેરી લેશે અને હાથપગ બાંધી ઉજ્જયિની લેઈ આવશે. અવંતિરાજે ભરત રોહકની યોજના ધ્યાનથી સાંભળી અને સ્વીકારી; કેમકે તેના મનમાં

૧૩ કૌટિલીય અર્થશાસ્ત્રમાં હાથી પકડવાની મોસમ ગ્રીષ્મ કહી છે; જુઓ कौ. अ. शा. |पृ. ३६| ग्रीष्मे ग्रहणकालः |. આથી મેં ગ્રીષ્મનો નિર્દેશ કર્યો છે.

પણ એ જ વિચાર કેટલોક વખત થયાં ઘોળાયા કરતો હતો. તેને વાસવદત્તા નામે એક કુંવરી હતી, તે પરણવા જોગ થઈ હતી. અનેક દેશના રાજાઓ તેનું માગું કરતા હતા. પણ રાણી અંગારવતીનું મન વત્સરાજમાં ચોંટ્યું હતું. તે ઘણી વાર રાજાને કહી ચૂકી હતી, કે કોઇ પણ પ્રકારે કુંવરીને વત્સરાજ વર મળે તો ઠીક. તેની વાત મહાસેને કાને ધરી ન હતી. પરંતુ જ્યારથી તેણે વત્સરાજનું પરાક્રમ નજરે જોયું ને જાતે અનુભવ્યું, ત્યારથી તેના મનમાં પણ વત્સરાજને જ કુંવરી દેવાનો ગ્રહ બંધાયો. પરંતુ પોતે તો નવો રાજા થયેલો હતો અને ઉદયન તો જગજૂના ઐલ કુળમાં જન્મ્યો હતો. કુલીનતા અને કીર્તિમાં એના સમોવડિયો એક પણ રાજવંશ હતો નહિ. અતિ પ્રાચીન ઐક્ષ્વાકુ વંશ સિદ્ધાર્થ અને રાહુલે યતિધર્મ સ્વીકાર્યાથી ઉચ્છિન્ન થયો હતો. ભારત યુદ્ધના સમયના બાર્હદ્રથ વંશનો તો દોઢસો વરસ ઉપર કાશીના શિશુનાગે અંત આણ્યો હતો. મહા કુળવાન ક્ષત્રિય આજકાલના [૧૪]બ્રાહ્મણ રાજાની કુંવરી ન પણ સ્વીકારે. વળી તે તે દેશથી આવેલાં માગાંનો ઉઘાડો અનાદર કરવામાં વેર ઊભું થવાનું જોખમ પણ હતું. એ મૂઝવણમાં ઉદયનને છળથી ઉજ્જયિની આણવાની વાત નીતિનિપુણ મહાસેનને ગમી. વત્સરાજ અને વાસવદત્તા સમાગમમાં આવશે એટલે આપોઆપ પ્રેમની ગ્રંથિએ ગંઠાશે, એવા આશયથી રાજાએ સેનાપતિ શાલંકાયનને અમાત્યની યોજના અનુસાર વત્સરાજને જીવતા પકડી લાવવાનો હુકમ કર્યો.

પરભૂમિના ગજપતિને લોભવીને પકડવાની નાગવનની યોજના ફતેહમંદ નીવડી. કોઇ પ્રચંડ નીલગજે રાજ્યના દક્ષિણ સીમાડા ઉપર દેખા દીધા છે. એવી ભાળ મળતાં વાંત વત્સરાજ એને પકડવાને નીકળી પડ્યો. અમાત્ય યૌગંધરાયણે તપાસ કરવા સારૂં માણસ મો-

૧૪ જુઓ. બૃ. ક. સં. ।૧।૧૯૧। વળી પ્રદ્યોતના પિતાનું નામ શૌનક પણ બ્રાહ્મણ વર્ણનું દ્યોતક છે.

કહ્યાં હતાં, તે વળી આવતા સુધી પણ તે થોભ્યો નહિ. અવંતિ-રાજ્યના નાગવનમાં પ્રવેશ કરતાં એક વનચરે આવી વધામણી ખાધી, કે પાસેની મલ્લિક અને સાલની કુંજમાં નીલગજ સુખે ઊભો છે. તે ભરત રોહકનો છૂપો જાસુસ હતો. તેની પાછળ વત્સરાજ વીસ જ સુભટ સાથે બતાવવામાં આવેલી ગીચ ઝાડીમાં ગયો. અહીં અવંતિના સુભટોની તુકડી સાથે શાલંકાયન તેની વાટ જોતો જ છૂપાઈને બેઠો હતો, તેણે વત્સરાજની ન્હાનકડી ટોળીને ઘેરી લીધી. અવંતિના સુભટો સંખ્યામાં બહુ વધારે હતા. તેની સાથે ઝપાઝપીમાં વત્સરાજના ઓગણીસ સુભટ કપાઈ મુઆ; અને રાજા પણ અનેક પ્રહારથી બેશુદ્ધ થઈ ધરણી ઢળ્યો. એ મૂર્છિત અવસ્થામાં તેને ઊપાડી શાલંકાયન ઉજ્જયિની લેઈ ગયો. એ વખતે એક વત્સસુભટ જે જીવતો રહ્યો હતો, તે સ્વામી સાથે ઉજ્જયિની જવાનું કરતો હતો. તેને સેનાપતિએ અટકાવ્યો, અને સમાચાર પ્હોચાડવાને મિષે કૌશાંબી વળાવી દીધો. કેમકે મહાસેનની ફરમાશ હતી કે વત્સરાજને એકલો જ આણવો.

પકડાયલો રાજવંશી કેદી મહાસેનની આજ્ઞા અનુસાર કુમારની સવારીના રસાલાથી ઠાઠ ભેર દરબારગઢમાં આણવામાં આવ્યો. એને સખત ઘા લાગ્યા હતા, તે જાણી મહાસેનને બહુ ખેદ થયો. તેની સારવારનો યોગ્ય બંદોબસ્ત કરી રાજાએ તેનું માન જળવાય એવી રાજવંશી ગોઠવણથી તેને કારાગૃહમાં રાખવા હુકમ કર્યો. ભરતખંડની એ ઉદાર નીતિના જ ધોરણે પુરુષપુરના કેદ પકડાયલા રાજાએ પોતાની રાજા તરીકે સરાહગત કરવાની વિજયી સિકંદર પાસે માગણી કરી હતી.

શાલંકાયને ખસતો કરેલો વત્સસુભટ ભમ હૃદયે કૌશાંબી જઈ પ્હોચ્યો, તે વખતે અમાત્ય યોગંધરાયણને મહાસેનના તરકટની બાતમી મળી ચૂકી હતી; અને તે રાજાજીને વેળા સર ચેતાવવા હલકારો

દોડાવતો જ હતો. એ પળે વત્સરાજ દુશ્મનના હાથમાં પડ્યાની ખબર થઈ, એટલે તેની તૈયારી નકામી નીવડી. મળેલા માઠા સમાચાર લાચારીથી રાજમાતાને મોકલાવી અમાત્યે નાગવનથી આવનાર સુભટને પૂછ્યું, કે રાજાજીએ તમને છૂટા પડતાં કંઇ કહ્યું હતું? તેણે જવાબ દીધોઃ—યૌગંધરાયણને મળવું, એટલી જ મને શ્રીમુખની આજ્ઞા હતી. એ જ ક્ષણે દીકરાને છોડાવી લાવવા રાજમાતા વૈદેહીજીનો પણ સંદેશો આવ્યો. પોતાના ઉપર ભારે ભરૂસાથી ઊપજેલા અભિમાનના આવેશથી અને રાજભક્તિથી ફૂલેલા હૃદયે પ્રધાને પ્રતિજ્ઞા લીધી, કે રાજાજીને છોડાવું તો જ હું યૌગંધરાયણ.

પછી રાજકારભાર રાજમાતાના હાથમાં રાખી ઇષ્ટ સિદ્ધિને અર્થે અમાત્ય યૌગંધરાયણ કૌશાંબી છોડી નીકળ્યો. સેનાપતિ રુમણ્વાન, નર્મસચિવ વસંતક અને બીજા વિશ્વાસુ રાજપુરુષો પણ તેણે સાથે લીધા. વેશ બદલી સઉ જુદે જુદે માર્ગે ઉજ્જયિની ગયા. રાજાને છોડાવવાની ગોઠવણ કરવા કોઇને વ્હેમ ન આવે એવા ગાંડાના વેષમાં યૌગંધરાયણ શહેરમાં રહ્યો. ઉજ્જયિનીથી કૌશાંબી સુધીના માર્ગના બંદોબસ્ત સારૂં રુમણ્વાન નવરૂા જૈન યતિના વેષમાં બહાર રહ્યો. સંદેશા લાવવા લેઈ જવા દંડધારી બ્રહ્મચારીના વેષમાં વસંતક ફરતો રહ્યો.

યૌગંધરાયણે જોયું કે બેડીઓ છૂટ્યા વગર અને હાથી પલાણ્યા વગર વત્સરાજ ભાગી શકે નહિ. આથી તેણે ગજશાળાનાં માણુસને ફોડ્યાં અને મહાસેનની સવારીના હાથી નલાગિરિને ઔષધોપચારથી ગાંડો બનાવવાનો પ્રયોગ સાધ્યો. તેણે વિચાર્યું કે નલાગિરિ ગાંડો થઈ બંધન તોડી નાસશે, તો વત્સરાજ સિવાય કોઇ તેને વશ કરનાર નથી તેથી મહાસેન પોતે જ તેમને બંધનમુક્ત કરી હાથી વશ કરવાનું કહેશે. તે વખતે ઘોષવતી માગી લેઈ ગાંધર્વવિદ્યાના બળે મસ્ત નલાગિરિને શાંત પાડી વત્સરાજ સવાર થઈ સુખે નાસી શકશે. એક કાંકરે બે પક્ષી પાડવા જેવી રાજાના છૂટકારાની અને હસ્તિરત્નના

અપહરણની આ તદબીર રચી તેણે વસંતક માર્ફત વત્સરાજને ખબર કરી. અમાત્યની યોજના રાજાને પૂરેપૂરી પસંદ પડી. પ્રયાણનો દિવસ નક્કી કરવામાં આવ્યો અને રુમણ્વાન રાજાની પૂંઠ પૂરવા સજ્જ થઈ રહ્યો. બધી તૈયારી કરી રાખી યૌગંધરાયણ નિર્ધારેલા દિવસની વાટ જોતો હતો, એટલામાં એક નહિ ધારેલો બનાવ બન્યો; તેને લીધે બાજી પલટાઈ ગઈ.

ગ્રીષ્મની સખત ગરમીથી ત્રાસી દરોગાની રજાથી વત્સરાજ કારાગૃહના દ્વાર આગળ એક સવારે ખુલ્લી હવામાં ઊભો હતો. તેનું મન અત્યારે કૌશાંબીમાં રમતું હતું. પોતે જાણે ઉજ્જયિનીથી નાસી છૂટી રાજધાનીએ જઈ પ્હોંચ્યો છે અને સુયામુન મહેલ પાસે ઘાટ ઉપર ઊભો છે. મ્હો આગળ થઈને જમુનાજી સામળા ઊંડા વહેણમાં વહી રહ્યાં છે. સામે કિનારેથી વેણુવનમાંથી આવતા વાયુની વાંસળીના આછા મીઠા સુર સંભળાય છે. એ જાગૃતિનું ઈંદ્રજાળ એ મુગ્ધ બની અનુભવી રહ્યો હતો, એટલામાં પડદા વગરની એક પાલખી કુમારીપુર ભણીથી આવી. તેમાં રાજકુમારી વાસવદત્તા બેઠી હતી. તે દિવસે આઠમ હોવાથી કુંવરી અવંતિસુંદરીનાં દર્શને જતી હતી. પાલખીવાળા કાંધ બદલવા કારાગૃહના દ્વાર આગળ થોભ્યા; એટલે ઉદયન સ્વપ્નમાંથી ઝબકીને જાગ્યો. તેની દૃષ્ટિ રાજકુમારી ઉપર પડી અને ત્યાં જ ઠરી રહી. પાલખી ચાલી ગઈ, પણ વાસવદત્તાની મૂર્તિ તો તેના હૃદયમંદિરમાં હમેશને માટે સ્થાપિત થઈ. તે ઘડીથી સુયામુન વીસરી જવાયો અને કારાગૃહ થયું ક્રીડાગૃહ.

વત્સરાજને શુદ્ધિમાં આણવા વસંતકે ઘણું એ કર્યું, પણ વાસવદત્તા ઉપરનો એનો મોહ તે ટાળી શક્યો નહિ. હારીને તેણે બધી હકીકત યૌગંધરાયણને નિવેદન કરી. અણધાર્યા વિઘ્નથી નાહિમ્મત ના થતાં સાહસિક અમાત્યે સાથે સાથે વાસવદત્તાનું હરણ કરવાની પણ પ્રતિજ્ઞા લીધી. એને ખબર ન હતી, કે મ ણુ •

અર્થની સિદ્ધિ માટે મંડી રહ્યો હતો. રેવાજીના સામસામા તટે પરિક્રમણ કરનારા યાત્રાળુનું ધ્યેય એક હતું.

બીજે દહાડે પ્રથમથી કરી રાખેલા બેત મુજબ નલાગિરિ સ્તંભ અને સાંકળો તોડી નાઠો. તેણે કંઇક નીચાં ઘર કચરી નાંખ્યાં, કંઇક છાપરાં ઊડાડી દીધાં, કંઇક છજાં તોડી પાડ્યાં અને કંઇક નિષ્કુટો નષ્ટ કીધા. નાસભાગ કરતા પોરોએ ખૂમરાણ કરી મૂક્યું. સારા શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. કોની માએ શેર સૂંઠ ખાધી હોય, કે મસ્તાના હાથી સામો થાય? ઉત્પાત શમાવે એવો એક જ નર હતો, વત્સરાજ. તેને મહાસેને બંધનથી મુક્ત કરી નલાગિરિને વશ કરવા કહ્યું; અને ઘોષવતી વીણા જે કુમારી વાસવદત્તાને હવાલે કરી હતી, તે પણ મગાવીને આપી. એ વીણાના મોહક સ્વરે હાથીનો ઉન્માદ શમ્યો અને તે ડાહ્યોડમરો થઈ વત્સરાજનો દોર્યો દોરાઈ હાથીથાનમાં ગયો.

ઘોષવતીના બજવૈયાનાં સારા શહેરમાં વખાણ થઈ રહ્યાં. એની પ્રવીણતાની ખ્યાતિ સાંભળી વૈતાલિકી ઉત્તરાની રાજવંશી શિષ્યાએ એની પાસે વીણા શીખવાની માગણી કરી. મહાસેને વીનવ્યાથી મોહબદ્ધ વત્સરાજે વીણાચાર્ય થવાની હા પાડી. એટલે રાજાએ કુંવરી ઉદયનને સોંપી.

વાસવદત્તાએ વત્સરાજ પાસેથી વાદ્યકળા તો પૂર્ણપણે પ્રાપ્ત કરી, પણ સાટામાં તે હઇયૂં ખોઈ બેઠી. એમાં એનો કંઇ વાંક ન• હતો. મહાસેન જાણતો જ હતો, કે એ બે એક બીજાને જોશે તેની સાથે જ પ્રેમના પાશમાં પડશે. તારે તાર મિલાવી સુરે સુર મિલાવી આંખે આંખ મિલાવી રસિક જોડું નિર્દોષ વિનોદમાં કાળ નિર્ગમન કરતું હતું. એ સહવાસમાં તેમના શ્વાસે શ્વાસ પેરાઈ જીવે જીવ મળી ગયા. એટલે ભાગી ન જતાં પોતાની ખાતર અવંતિમાં રહેનાર વત્સરાજ સાથે વાસવદત્તા અવંતિ છોડી કૌશાંબી જવા તત્પર થઈ.

યૌગંધરાયણે બંનેને નસાડવાની તજવીજ કરી જ રાખી હતી, કૌશાંબીના એક છૂપા જાસુસના હવાલામાં વાસવદત્તાની હાથણી ભદ્રવતી હતી, તેને મોટે પરોડિયે હાથણી સજ્જ રાખવાનું કહાવી મૂક્યું હતું. જે નાકેથી નીકળવાનું હતું ત્યાંનો દરવાન કૌશાંબીનો રાજદૂત હતો, તેને પણ જાગૃત રહી દરવાજો ઊઘાડી આપવા કહેણુ મોકલ્યું હતું. માર્ગના બંદોબસ્ત માટે સેનાપતિ રુમણ્વાનને પણ વખત સર સંદેશો કહાવ્યો હતો એ ગોઠવણને લીધે ઉજ્જયિનીમાં નગરવાસીઓ જાગ્યા તે પહેલાં તો હાથણીનાં મોટાં પગલે અને પ્રચંડ વેગે કેટલા એ કોસ વત્સરાજ ને વાસવદત્તાએ વટાવી દીધા. જોતમાં ને જોતમાં અવંતિ પાછળ મૂકી તેમણે વિંધ્યાટવી પણ પસાર કરી. સરહદનાં વનો તો તેમણે ખેતરવા લેખવ્યાં. જોતજોતામાં વેળુના ઘાટે થઈ જમુનાજી ઓળંગી રાજારાણી રાજધાનીમાં દાખલ થઈ ગયાં. ઝુર્યાં કરતી પ્રજાએ તેમને હર્ષનાદથી વધાવી લીધાં. જે દરવાજે ભદ્રવતી શહેરમાં પેઠી, તે ભદ્રવતીદ્વાર કહેવાયો[૧૫]; અને વાસવદત્તાના હરણમાં પરિણામ પામનારા પ્રસંગના સંભારણમાં તે દિવસથી નાગવનયાત્રા એવા નામે મહોત્સવ પણ ચાલતો થયો[૧૬].

વાસવદત્તાના હરણથી મહાસેનને મનમાં ઘણો જ આનંદ થયો. એનો ગૂઢ સંકલ્પ અદ્‌ભુત રીતે પાર પડ્યો, તેથી તેને પરમ નિર્વૃતિ થઈ. પરંતુ અમાત્ય ભરત રોહક રાજાની અંતર્વૃત્તિનો અજાણ્યો હતો. મહાસેનનો મહા મંત્ર મંત્રીના લક્ષમાં ન હતો. તેથી રાજકુમારીના હરણનો સમાચાર પ્હોચતાં તે અત્યંત ઉશ્કેરાઈ ગયો અને નાસેડુની પૂંઠ પકડવા તત્પર થયો. તેને રોકવા યૌગંધરાયણ અને તેના સાથીઓ તૈયાર જ હતા. જે દરવાને વત્સરાજને દરવાજો ઊઘાડી આપ્યો હતો, તેણે જ તે બંધ કરી દીધો અને અવંતિની અક્ષૌહિણી આંતરી. એક મુહૂર્ત ભર ભારે જંગ મચ્યો.

૧૫ જુઓ બૃ. ક. સં. ।૬।૩૨૩।. ૧૬ જુઓ બૃ.ક.સં.।૭।૮૭।.

ભરત રોહકના સૈનિકો નાહક હાથ કરવા મથતા હતા, તેમનો ધસારો ફરી ફરી પાછો વાળી યૌગંધરાયણે સુભટોને હંફાવ્યા. એવામાં એક હાથીના દંતુસળના પ્રહારથી તેના હાથનું ખાંડું પડી ગયું, એટલે તે પકડાયો.

રાજકુમારીનું હરણ થયાથી મહારાણી અંગારવતીને અને મહામંત્રી ભરત રોહકને ઘણું માઠું લાગ્યું હતું. અવંતિનો અમાત્ય હાથમાં આવેલા યૌગંધરાયણને કેદમાં નાંખવાનું કરતો હતો; અને રાણી મહેલની ટોચથી પડતું મેલી આપઘાત કરવા જતી હતી. પરંતુ રાજાએ બંનેને શાંત પાડયાં અને સમજાવ્યાં. જમાઇનાં કુળ શીળ અને પરાક્રમમાં કશી વાતે ખામી ન હતી. રાણીની નજર પ્રથમથી જ એનામાં ખૂંપી હતી. રાજકુમારી એને જ ઇચ્છાવર વરી હતી. વત્સરાજે પણ ગાંધર્વવિવાહથી કુંવરીનું પાણિગ્રહણ કર્યું હતું. એ વિવાહ ક્ષત્રિયોને વિહિત હતો. જે થયું હતું તે યથાયોગ્ય થયું હતું. એ આનંદના પ્રસ્તાવને વધાવી લેઈ રાજાએ જમાઇના વફાદાર બહાદુર પ્રધાનનો સારો સત્કાર કર્યો. એક ક્ષણ ઉપર જ્યાં કાગારોળ મચ્યો હતો, તે રણવાસમાં બીજે ક્ષણે મંગળ ગીત ગાજી રહ્યાં; અને રામચંદ્રે સોનાનાં સીતાજીથી અશ્વમેધ કર્યો હતો, તેમ મહાસેન અને અંગારવતીએ ચિત્રનાં વત્સરાજ અને વાસુકુમારીથી વિવાહમહોત્સવ અત્યંત આનંદ ભેર ઉજવ્યો.

## સમર્થન.

ઉપરની હકીકતમાં વત્સરાજ નીલગજના લોભથી ફસાયાનું અને પાછળથી નાસી છૂટયાનું વર્ણન છે. એ કવિકલ્પિત કહાણી નથી પણ ઐતિહાસિક બનાવ છે, તેની સાબીતી ઇસવી સન પૂર્વેના ચોથા સૈકાના અંતભાગમાં રચાયલું એક પ્રમાણભૂત પુસ્તક પૂરી પાડે છે. **कौटिलीय अर्थशास्त्र**ના **योगवामन** અધ્યાયમાં પહેલી બાબતનો ગૂઢ પણ પરખી શકાય એવો સ્પષ્ટ નિર્દેશ છે. એમાં લખ્યું છે કે પ્રતિપક્ષી હાથીનો લોભી હોય, તેને લક્ષણસંપન્ન સુશિક્ષિત હાથી નાગવનમાં છૂટો મૂકી લોભવવોઃ વન્ય ગજ સમજી એને પકડવાને

તે ગીચ ઝાડીમાં આવે, કે તેને બાંધી પોતાને નગર લેઈ જવો[૧૭]. અહીં નોંધેલી વિગત વત્સરાજના જીવનમાંથી લીધી છે. કર્તાએ નામ નથી આપ્યું, તથાપિ તેની આંગળી તો આબાદ વત્સરાજ તરફ જ છે. હાથીના લોભી વિશે લખતાં તેની દૃષ્ટિ આગળ તો ઉદયન જ છે. વત્સરાજનો ઇતિહાસ તેને સારી રીતે જાણીતો હતો. દુઃખમાં હિમ્મત હારી પ્રાણત્યાગ ન કર્યો તો ફરી એણે સુખ જોયું, એવું અન્યત્ર એ જ આપાત્તને અનુલક્ષીને ચાણક્ય નામ સાથે પણ લખે છે[૧૮].

પ્રસ્તુત નાટકમાં અને તેના જોડવામાં આવતાં પાત્રો સ્થળો અને બનાવનો નિર્દેશ આશરે ચોથા સૈકામાં નેપાળના બુધસ્વામીએ રચેલા **बृहत्कथासंग्रह**માં પણ મળી આવે છે. એનો જે થોડોક ભાગ[૧૯] મારા જોવામાં આવ્યો છે, તેમાં એક સ્થળે ભદ્રવતી ઉપર બેસીને વત્સરાજ અને વાસવદત્તા ઉજ્જયિની નાસી આવ્યાની નોંધ છે[૨૦]. યૌગંધરાયણ રુમણ્વાન અને વસંતકનાં નામ તો સોમદેવના **कथासरित्सागर**માં અને ક્ષેમેન્દ્રની **बृहत्कथामञ्जरी**માં છે તેમ પ્રસ્તુત **संग्रह**માં પણ છે. ધ્યાન ખેંચે છે તે તો પદ્માવતીના ભાઇ દર્શકનું નામ છે. એ મગધના શૈશુનાગનો ઉલ્લેખ **सागर**માં અને **मञ्जरी**માં છે નહિ; જૈનકથામાં પણ છે નહિ; માત્ર **संग्रह**માં જ છે. તેવી જ રીતે **स्वप्नवासवदत्त**માં કહેલા સુયામુન મહેલનું નામ પણ **संग्रह**માં જ મળી આવે છે.

૧૭. જુઓ **कौ. अ. शा. । १३ ।२। हस्तिकामं × नागवनपालहस्तिना लक्षण्येन प्रलोभयेयुः । प्रतिपन्नं गहनम् × × × × बद्ध्वा × अपहरेयुः ।**. ૧૮ જુઓ **कौ.अ. शा.।९।७। दृष्टा हि 'जीवतः पुनरावृत्तिः'। यथा सुयात्रोदयनाभ्याम् ।**. ૧૯ મદ્રાસ યુનિવર્સિટિના પ્રૉ. કૃષ્ણસ્વામી આયંગારે પહેલા અગિયાર સર્ગ મને વાંચવા મોકલ્યા હતા, તેટલો જ ભાગ હું જોવા પામ્યો છું. ૨૦ જુઓ **बृ.क.सं.।६।३४।**.

**प्रतिज्ञायौगन्धरायण**ના પહેલા બે અંકના વૃત્તાંતની અદ્ભુત પુષ્ટિ એક અપ્રસિદ્ધ નાટકથી પણ થાય છે. દુર્ભાગ્યે તે ખંડિત અવસ્થામાં પ્રાપ્ત થયું છે. એના ત્રણ જ અંક હાથ લાગ્યા છે. એ નાટક આખું એ જડી આવ્યું હોત, તો ઘણી ઘણી વાતનું સચોટ સમર્થન એનાથી થાત. એ નાટકનું નામ **वीणावासवदत्त**[૨૧] છે. એ નામ સાંભળતાં ભાસનું **स्वप्नवासवदत्त** યાદ આવે છે. પણ જ્યારે એ નાટક વાંચિયે છિયે, ત્યારે તેનું વસ્તુ **प्रतिज्ञायौगन्धरायण** સાથે બહુ મળતાપણું ધરાવતું જોવામાં આવે છે. એમાં વત્સરાજને ફસાવવાની યુક્તિ રચનાર અમાત્ય ભરત રોહક જ છે. પ્રલોભન ટ્રોયના બનાવટી ઘોડાનું સ્મરણ આપનારા બનાવટી હાથીથી નહિ, પણ કુદરતી કેળવેલા હાથીથી કર્યું છે. વત્સરાજને પકડવા જનાર શાલંકાયન છે. તે ચમેલી અને સાદડના વનમાં ખસલીનાં ભોથાંમાં સુભટ સહિત સંતાઈ રહે છે[૨૨]. વત્સરાજ સુંદરપાટલ[૨૩] ઉપર સવાર થઈ વીસ સુભટ સાથે ચક્રવર્તિપદ અપાવનાર નીલગજને પકડવા આવે છે[૨૪]. તેના ઉપર અવંતિના સુભટો ગૂઢ આશ્રયસ્થાનમાંથી ધસી આવી તૂટી પડે છે. ધીમાણામાં ઓગ-

---

૨૧ પ્રસ્તુત નાટકની હાથપ્રત મદ્રાસમાં Government Oriental Manuscripts Libraryમાં છે. તેની નકલ કરાવી મંગાવી તે ઉપરથી મેં ઉપલી હકીકત આપી છે. ૨૨ **वीणावासवदत्त**નો કર્તા નાગવનમાં **साल** સાથે **अतिमुक्तलता**નો નિર્દેશ કરે છે. તે ઉપરથી સમજાય છે કે તેની પાસેની **प्रतिज्ञायौगन्धरायण**ની હાથપ્રતમાં **मल्लिक**ને બદલે **मल्लिका** અપપાઠ હશે, જેનો તેણે **अतिमुक्तलता** અર્થ કર્યો જણાય છે. એ જ અપપાઠને લીધે અનુવાદની ટિપ્પણી ૨૦ માં નોંધેલો ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે. ૨૩ સુંદરપાટલને બદલે અનુવાદમાં મેં ટૂંકું સુપાટલ નામ આપ્યું છે. ૨૪ પ્રલોભનના હાથીના સંબંધમાં **वीणावासवदत्त**નો કર્તા પણ ભાસના જ **नीलकुवलयतनुः चक्रवर्तिनः हस्ती** વગેરે શબ્દો વાપરે છે.

જીસ વત્સસુભટ ખપી જાય છે; તથા વત્સરાજ અનેક ઘા લાગ્યાને લીધે બેશુદ્ધ થઈ ધરણી ઢળે છે. એ લાચાર સ્થિતિમાં અવંતિનાં માણસો તેને કેદ કરી લે છે. એકલો હંસક જીવતો કૌશાંબી જવા પામે છે. તેના મ્હોડેથી રાજા કેદ પકડાયાની ખબર થતાં યૌગંધરાયણ રુમણ્વાન અને વસંતક સ્વામીને છોડાવવા વેષ બદલી ઉજ્જયિની જાય છે. અહીં ત્રીજો અંક પૂરો થઈ ચોથાનો આરંભ થાય છે. એટલેથી હાથપ્રત અધૂરી છે. આ સ્થળે બે બાબતની નોંધ લેવા જેવી છે. તે એ છે કે **प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त**માં કહેલા દર્શક અને આરુણિનો આ નાટકમાં પણ ઉલ્લેખ છે. ભાસે આરુણિ કયાંનો હતો તે ચોખાળીને કહ્યું નથી, તેથી અજ્ઞાત નાટકકારે પણ તે કયા દેશનો રાજા હતો તે જણાવ્યું નથી. **वीणावासवदत्त**માં મગધના દર્શકને **स्वप्नवासवदत्त**ના આધારે વત્સરાજના પક્ષનો વર્ણવ્યો છે.

આ નાટકમાં કર્તાનું નામ કોઈ સ્થળે છે નહિ. એનું આદિમંગલ શંકર ભગવાનનું છે, તેથી નાટકકાર શૈવ હોવો સંભવે છે. એનો સમય નિર્ધારવાનાં સાધન છે નહિ. નાટકનો ઉત્તર અવધિ કંઈક ખાતરીથી બાંધી શકાય છે. **वीणावासवदत्त**ના પહેલા અંકમાં મહાસેને અશ્મકદેશના રાજા સંજય સાથે વાસવદત્તાની સગાઈ કરી રાખ્યાનું અને અશ્મકેશ્વરે શુલ્ક એટલે વસંત ચડાવ્યાનું કહ્યું છે[૨૫]. **मालतीमाधव**ના બીજા અંકમાં પ્રસ્તુત વાગ્દાનનો ઉલ્લેખ છે[૨૬]. એ પ્રકરણનો કર્તા શ્રીકંઠ ભવભૂતિ આઠમા શતકના પહેલા ચરણમાં થયો હતો[૨૭]. આથી હું **वीणावासवदत्त**ને આઠમા શતક પહેલાં

૨૫ જુઓ વી.વા.।૧।નાં तामश्मकेश्वरसुतस्य सुनिश्चतः × दातुम् ।, અને संजयाय दास्यामीति शुल्कं प्रतिगृह्य तस्मै न दत्तवानिति नन्वस्माकमयशः । એ અવતરણ. ૨૬ જુઓ मा.मा.।२। वासवदत्ता संजयाय राज्ञे पित्रा दत्तमात्मानमुदयनाय प्रायच्छत् ।. ૨૭ જુઓ मा.मा. ઉપક્રમો

મૂકું છું. એ નાટકના બીજા અંકના પંદરમા શ્લોકમાં **पौरोगहस्तिपकनापितसूदमुख्यान् योऽहन्** એવું મહાસેનના સંબંધમાં જે કથન છે તે જો बृ.क.सं.।१।२६–४७। ઉપરથી કર્યું હોય, તો તે ચોથા સૈકા પછી રચાયું ઠરે.

## નાટકની પ્રસિદ્ધિ.

વાસવદત્તાના હરણની વિગત **प्रतिज्ञायौगन्धरायण**માં અને **त्रिषष्टिशलाकापुरुषचरित**માં એકબીજાથી બહુ જુદી પડે છે. તેમ છતાં ભાસના નાટકના ત્રીજા અંકનો નવમો શ્લોક સહેજ ફેરફારથી હેમાચાર્યની કૃતિમાં ઊતારેલો છે[૨૮]. તે બતાવી આપે છે કે પ્રસ્તુત નાટક છેક બારમા શતક સુધી આ ભાગમાં સારી રીતે જાણીતું હતું. એ અરસામાં વન્ધ્યઘટીય સર્વાનંદે **अमरकोशटीकासर्वस्व** રચ્યું હતું, તેમાં કામશૃંગારના દૃષ્ટાંત તરીકે વાસવદત્તાના હરણની અને અર્થશૃંગારના દૃષ્ટાંત તરીકે પદ્માવતીના પાણિગ્રહણની નોંધ લીધી છે[૨૯]. તેથી **प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त** બંનેની અન્યત્ર પ્રસિદ્ધિની પણ સાબીતી મળે છે. એ ત્રણ સૈકાં આગળ વધતાં **प्रतिज्ञायौगन्धरायण**ના ત્રીજા અંકની **व्याख्या**[૩૦] લખાય છે. કર્તાએ ટીકાને અંતે પોતાનું નામ આપ્યું નથી. પરંતુ તેમાં '**गतिर्नाडीव्रणे पथि । उपाये**' એ વચન ટાંક્યું

ડૉ. ભાંડારકરનો ઇંગ્રેજી ઉપોદ્‌ઘાત. ૨૮ જુઓ **त्रि.श.पु.च.** १०।११।२३९।. **कुमारपालप्रतिबोध**માં પણ એના એ પાઠાંતરથી કર્તાનું નામ આપ્યા વગર પ્રસ્તુત શ્લોક ઊતારેલો છે. ૨૯ જુઓ નીચેનો ઊતારો:– × **स्वदेशमात्मसात् कर्तुमुदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृङ्गारः । × तस्यैव वासवदत्तापरिणयः कामशृङ्गारः ।** ૩૦ આ વ્યાખ્યા શાસ્ત્રીજીએ **प्रतिज्ञायौगन्धरायण**ની પ્રથમ આવૃત્તિમાં પરિશિષ્ટરૂપે આપી હતી.

છે[31], તે કેશવસ્વામીના **नानार्थार्णवसंक्षेप**। ૨। ૨૯–૩૧। નો ઊતારો છે એમ તપાસ કરતાં માલૂમ પડે છે. કેશવસ્વામી ચોલદેશના રાજા કુલોત્તુંગના પુત્ર મહારાજા રાજરાજનો આશ્રિત હતો. આ કારણથી પ્રસ્તુત નાનાર્થકોશ **राजराजीय** નામે પણ ઓળખાય છે. ચોલદેશના કુલોત્તુંગસુત રાજરાજ બે થયા છે, એક બારમા સૈકામાં અને બીજો તેરમામાં. એ મર્યાદા ધ્યાનમાં રાખી **प्रतिज्ञा-यौगन्धरायण**ના ત્રીજા અંકની **व्याख्या**નો પૂર્વ અવધિ હું ચૌદમું શતક ઠેવું છું. એ અંક ચોલ અને કેરલમાં **मन्त्राङ्क**ને નામે પ્રસિદ્ધ છે. ત્યાં મહોત્સવમાં ' ચાકિયાર 'ના નામે ઓળખાતા નટલોક અત્યારે પણ દેવમંદિરમાં આંગિક અભિનયથી તેનો પ્રયોગ કરે છે. કદાચ એ વર્ગને માટે જ **मन्त्राङ्क**ની **व्याख्या** લખાઈ હશે.

## મૂળકથાના અવાંતર ઐતિહાસિક અંશ.

**प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त** એ બે નાટકો **मुद्राराक्षस**ની પેઠે ઇતિહાસની છાયા લેઈ ઘડી કાઢેલાં નથી, પણ ઇતિહાસને આધારે રચાયલાં છે. તેથી એમાં કથાભાગ ઉપરાંત પણ કેટલીક બાબત તપાસવા અને લક્ષમાં લેવા જોગ છે.

ઉક્ત પ્રાચીન કાળમાં તાપસ અને પરિવ્રાજક એવા ધર્મચર્યા પરત્વે બે વર્ગ હતા[32]. પહેલા તપોવનમાં રહી સાદું જીવન ગાળતા હતા, અથવા એકાંત લયનોમાં રહી દૃઢ સંયમ સેવતા હતા. બીજા એકલા અથવા શિષ્યોના ઝુંડ સાથે ફરતા રહેતા હતા. **स्वप्नवा-सवदत्त**માં યોગંધરાયણ બ્રાહ્મણપરિવ્રાજકના વેષમાં છે. **मालवि-**

૩૧ એ ઉપરાંત એમાં **प्राकृतप्रकाश**નાં બે સૂત્રો ઉદાહૃત છે. વળી સિંહના નામથી કોઈ કોશમાંનાં બે વચન ટાંકેલાં છે. કદાચ તે દુર્ગ કિંવા દુર્ગસિંહની **नाममाला**માંથી લીધાં હશે. ૩૨ જુઓ Rhys Davids' Buddhist India, pp 140–41.

कामन्दकीમાં પંડિતકૌશિકી પાત્ર છે, તે બ્રાહ્મણપરિવ્રાજિકા છે. જૈન બૌદ્ધ આદિ ધર્મમાં પણ પરિવ્રાજકવર્ગ હતો. એ વર્ગ પાછળથી ઉચ્છિન્ન થયો છે.

એ સમયમાં જૈન અને બૌદ્ધ ધર્મ તાજા પ્રચારમાં આવ્યા હતા. દર્શકના પિતા અજાતશત્રુના રાજ્યકાળમાં ભગવાન મહાવીરના વિહારની સીમા એક તરફ કોશલ અને વિદેહ તથા બીજી તરફ વત્સદેશ અને મગધ હતી[33]. ભગવાન બુદ્ધનું પણ એ જ ઉપદેશક્ષેત્ર હતું. બંને ધર્મસંસ્થાપકનાં પવિત્ર પગલાં તળ કૌશાંબીમાં થયાં હતાં. પરંતુ એ છેવાડા રાજ્યમાં નવા ધર્મોનું બળ હજુ જામ્યું ન હતું[34]. અવંતિનો મુલક ઉપર કહેલા ઉપદેશક્ષેત્રની બહાર છે. એ દૂર દેશ પર્યંત નિર્ગ્રંથ યતિઓ વીર ભગવાનના નિર્વાણ પછી પગલાં લંબાવે છે, તેની પ્રતીતિ प्रतिज्ञायौगन्धरायणના ત્રીજા અંકના નવલા યતિનો વેષ ધરનારા રુમણ્વાન પાત્રથી થાય છે.

એ સમયમાં રાજાઓ વૈવાહિક સંબંધ જોડવામાં પ્રતિલોમતાને અંતરાય ગણતા નહિ. મહાસેન વર્ણે બ્રાહ્મણ હતો, છતાં ક્ષત્રિય રાજાઓ વાસવદત્તાનાં માગાં કરે છે; અને મહા કુલીન વત્સરાજ તેને ગાંધર્વવિવાહથી પરણે છે. બ્રાહ્મણ પિતા એ પરણેતર કબૂલ પણ રાખે છે. આવા રાજદ્વારી વિવાહની તે સમયમાં છૂટ જણાય છે. ઇસવી સન પૂર્વે ચોથા સૈકાના અંત ભાગમાં મૌર્યચક્રવર્તી ચંદ્રગુપ્ત

૩૩ જુઓ निशीथचूर्णिની નીચેની ગાથાઃ—मगहा कोसम्बीया थूणाविसओ कुणालविसओ अ । एसा विहारभूमी उत्ता आयारियं खेत्तं ॥. અહીં मगहा તે મગધદેશ, कोसम्बीया તે વત્સદેશ, थूणाविसओ તે મિથિલા, જેનું મુખ્ય શહેર હતું તે વિદેહદેશ ( જુઓ स्थूणाकग्राम ), અને कुणालविसओ તે શ્રાવસ્તિ જેની રાજધાની હતી તે કોશલદેશ હું સમજૂ છું.

૩૪ જુઓ પ્ર. યૌ. ।૧।૭। धर्मसंकरवर्जिता भूमिः ।.

સીરિયાના ગ્રીક શહાનશાહ સેલ્યુકસની કુંવરીને પરણ્યો હતો, તે વાત ઇતિહાસના વાંચનારની અજાણી નથી.

એ સમયમાં હાથી એ ચતુરંગ સેનાનું મુખ્ય અંગ ગણાતું હતું. સંગ્રામમાં અને સવારીમાં એમની ઉપયોગિતાને લીધે હાથીનો શિકાર નિષિદ્ધ હતો. એ જમાનાની વિદ્યાકળામાં હસ્તિશિક્ષા અગત્યનું સ્થાન ભોગવતી હતી. લક્ષણસંપન્ન હાથી રાજાને ચક્રવર્તિપદ અપાવનારો મનાતો હતો. ગામને ગોચર અને રાજ્યને નાગવન આવશ્યક ગણાતાં હતાં. ગજશાળામાં હાથીઓની બહુ સંભાળ લેવાતી હતી. તેમને માટે ન્હવરાવનાર, અંગચંપી કરનાર, જમાડનાર અને વીણા વગાડી ઊંઘાડનાર સેવક પણ નીમવામાં આવતા હતા. આયુર્વેદને પડખે ઊભા થયેલા હસ્ત્યાયુર્વેદમાં કુશળતા ધરાવનારા ચિકિત્સકો તેમની સુખાકારી જાળવતા હતા.

એ સમયમાં લોક ચમત્કારથી ભોળવાતા હતા. **कौटिलीय अर्थशास्त्र**માં લોકના ભોળપણનો લાભ લેઈ અનેક ચમત્કારક યુક્તિઓ યોજવાની કહી છે. **प्रतिज्ञा यौगन्धरायण**માં પણ એવો એક ચમત્કારક દેખાવ વર્ણવેલો છે એના પહેલા અંકના છેવટના ભાગમાં ઉન્મત્તના વેષમાં વ્યાસ ભગવાને દર્શન દીધાનું લખ્યું છે. લાવાણકમાં દરબારી મેલાણમાં આગ લાગે છે અને તેમાં વાસવદત્તા બળી મુઆનું તથા યોગંધરાયણે ઝંપલાની પ્રાણ તજ્યાનું નિરૂપણ છે. પણ તે એક ચમત્કારક દેખાવ જ છે, એવું પાછળથી આપણે જાણિયે છિયે[૩૫].

## પ્રકૃતિની વિકૃતિ.

વાસવદત્તાના હરણની આ ઐતિહાસિક બીનાનું અદ્ભુતકથામાં કેવું પરિવર્તન થાય છે, તે તરફ હવે સ્હેજ દૃષ્ટિ દોડાવિયે. પ્રલોભનનું સાધન

૩૫ જુઓ **स्व. वा.**

જે કુદરતી હાથી, તે **सागर मञ्जरी** અને [૩૬]**हर्षचरित**માં બનાવટી બને છે. જૈનકથામાં એને યંત્રબળે હાલતો ચાલતો પણ વર્ણવ્યો છે. વત્સરાજના ગ્રહણ અર્થે સંતાઈ રહેલા અવંતિના સુભટો પેંડેની ઝાડીમાંથી નહિ, પણ પેલા કૃત્રિમ હાથીના પેટમાંથી ડબોડબ નીકળી આવે છે. બૌદ્ધકથામાં તે સાઠ અને **भामहालंकार**માં સો કહ્યા છે. કૃષ્ણ ભગવાનની લીલા માટે કવિએ અને ચિત્રકારે યોજેલા નારીકુંજર જેવો કોઇ નરકુંજર કથાકારોએ કલ્પી કાઢ્યો નહિ, એટલી ઊણપ રહી! ઉભય ધર્મની કથાઓમાં, **भामहालंकार**માં અને **वीणा-वासवदत्त**માં એ પ્રલોભનના હાથીને કૌશાંબીની હદમાં યમુનાના કચ્છમાં જ મૂકેલો કહ્યો છે. પેટમાં ભરાયલા સુભટો ઉપરાંત સમીપમાં અવંતિનૂ સૈન્ય પણ સંતાઈ રહેલૂં જૈનકથામાં વર્ણવ્યૂં છે

કલ્પનાના ગોળા કેવા ઊડે છે! વત્સરાજનૂં નામ ઉદયન હતૂં; તેથી ઉદયગિરિ ઉપર તેનો જન્મ થયાની કથા **संग्रह, सागर** અને **मञ्जरी**માં ઊપજાવી કાઢેલી છે. જે વીણા વડે વત્સરાજ ભૂગત નાગ એટલે હાથીને વશ કરતો હતો તેની પ્રાપ્તિનો સંબંધ એમણે પાતાળગત મણિધર નાગ સાથે જોડી દીધો છે.

કથાકારોએ બીજા ગોટાળા પણ વાળ્યા છે. વત્સરાજના પિતાનૂં નામ શતાનીક અને પિતામહનૂં સહસ્રાનીક છે[૩૭]. **सागर** અને **मञ्जरी**એ પિતામહને પિતા અને પિતાને પિતામહ કર્યો છે. પુરાણમાં ઉદયનનો પુત્ર વીર વહીનર કે વિહીનર છે. તેનો કથાગ્રંથ નરવાહનને નામે વ્યવહાર કરે છે અને તેને વિદ્યાધરચક્રવર્તી બનાવે છે. પ્રદ્યોત મહાસેન અવંતિનો રાજા હતો. **सागर** અને **मञ्जरी** એ એક વ્યક્તિની બે વ્યક્તિ બનાવે છે. તે મહાસેનને અવંતિનો અને

૩૬ જુઓ **ह. च.। नागवनविहारशीलं च मायामातङ्गाङ्गान्निर्गता महासेनसैनिका वत्सपतिं न्ययंसिषुः ।**

૩૭ જુઓ Pargiter's Dynasties of the Kali Age.

પ્રદ્યોતને મગધનો રાજા કહે છે. એ રીતે દર્શક ઊડી જાય છે. પણ તે ઊડાવી શકાય એમ નથી. એનું અસ્તિત્વ બૌદ્ધકથાના **नागदसक** નામથી સિદ્ધ થાય છે. એ અજાતશત્રુ કિંવા કુણિકનો પુત્ર થાય. એનું સમર્થન મથુરાથી બાર માઇલ ઉપર સોનોત ગામમાંથી મળેલા પૂતળાના પ્રાકૃત લેખથી થાય છે[૩૮]. બૌદ્ધ ધર્મપુસ્તકોમાં નામ ઊલટ-પાલટ છે અને જૈન ધર્મપુસ્તકોમાં ખૂટે છે, તેનું કારણ કદાચ એમ હશે કે તેમને મળેલી શૈશુનાગોની વંશાવળી અવ્યવસ્થિત અને ખંડિત હશે.

ચીનાઈ પ્રવાસી યવનચંગ વત્સરાજને બૌદ્ધ વર્ણવે છે. એના સમયના સ્થાનેશ્વરના પરમમાહેશ્વર હર્ષને પણ એણે બૌદ્ધ ક્યાં નથી કર્યો ? પંડિત હેમાચાર્યે વત્સરાજને ભગવાન મહાવીરને હાથે જૈની દીક્ષા અપાવે છે. ભાસ તેને સનાતન વૈદિક ધર્મ પાળનાર અને પળાવનાર કહે છે. અવંતિના મહાસેનને જૈનકથામાં વ્યભિચારી જુલ્મગાર અને નિર્દય ચિતર્યો છે. પુરાણના કર્તા એને **नयवर्मित** અને **नरोत्तम** વિશેષણ લગાડે છે[૩૯].

---

૩૮ જુઓ Journal of the Bihar and Orissa Research Society, 1919, Parkham Statue. પૌરાતનિક કાશીનાથ જાયસ્વાલ લેખ આ રીતે વાંચે છે:—(૧) **सिनि डरसि कारिता** (२) + + + **(ल्)आचा कुनिकाञ ।** (३) + + + **(न्)** + **कता ।**. હું **सिनि** નહિ, **सिरि** હશે એમ ધારૂં છું. **श्रीदर्श(केन) कारिता (प्रतिमा) राज्ञः कुणिकस्य ।** + + + **(न) कृता ।**, એવી છાયા લેઈ હું તેનો અર્થ નીચે પ્રમાણે કરૂં છું: ' રાજા કુણિકના (પુત્ર) શ્રીદર્શકે ( આ પ્રતિમા ) કરાવી; + × + એ કરી. ' ૩૯ જુઓ Pargiter's Dynasties of the Kali Age.

## ભામહે ભાખેલો ન્યાયવિરોધ.

કલ્પનાના ઘોડા દોડાવનારા અદ્દભુતકથાકાર કવિના આ વાણીના જુગાર પ્રત્યે શારદાદેશનો આલંકારિક ભામહ સખત અણગમો બતાવે છે. તે કહે છે કે કવિ વત્સરાજને વિજિગીષુ વર્ણવે છે, ને તેને બાતમીદારતો છે નહિઃ એ કેવું? પોતાના રાજ્યની સીમમાં બનાવટી હાથી રાખવામાં આવે છે, ને અજબ છે કે તે જાણતો પણ નથી! એ હાથીના પેટમાં શાલંકાયન સમેત થોડા ને ઘણા સો સુભટો ભરાયા છે! વત્સમંત્રીઓ પણ કેવા મંદ બુદ્ધિના, કે તેઓ ઊઘાડી આંખે કંઇ દેખી શક્યા નહિ! જો તેમણે સ્વાર્થથી આંખ મીંચી હોય, તો તેમનામાં વફાદારીની મોટી ખામી કહેવાય. સો ધનુષમાંથી સામટાં બાણ છૂટે ને એકે વત્સરાજને મર્મસ્થાનમાં ન વાગે, એ બને કેમ? અવંતિના કેટલાક સુભટ વત્સરાજના હાથે મરાય છે, તેમના ઉશ્કેરાયલા સંબંધીઓ એનો જીવ લીધા વગર રહે ખરા કે? કવિનું કથન પ્રમાણશાસ્ત્રથી વિરુદ્ધ છે અને દુનિયાંના અનુભવથી પણ વિરુદ્ધ છે, તે લોક માન્ય રાખે છે તેને શું કહિયે? એ નીતિજાણ વિદ્વાનોને નમસ્કાર! ખરેખરો રાની હાથી અને ચામડે મડેલો બનાવટી હાથી, એ બેનો તફાવત ન્હાનું બાળક સમજે, તે છતાં વત્સરાજ છેતરાયો એ કેવી અફસોસની વાત[40]!

---

૪૦ જુઓ भामहा० । ४ । ३८-४५ । विजिगीषुमुपन्यस्य वत्सेशं वृद्धदर्शनम् । तस्यैव कृतिनः पश्चादभ्यधाच्चारशून्यताम् ॥ अन्तर्योधशताकीर्णं शालङ्कायननेतृकम् । तथाविधं गजं छन्नं नाज्ञासीत् स स्वभूगतम् ॥ यदि वोपेक्षितं तस्य सचिवैः स्वार्थसिद्धये । अहो नु मन्दिमा तेषां भक्तिर्वा नास्ति भर्तरि ॥ शरा दृढधनुर्मुक्ता मन्युमद्भिररातिभिः । मर्माणि परिहृत्यास्य पतिष्यन्तीति कानुमा ॥ हतोऽनेन मम भ्राता मम पुत्रः पिता मम । मातुलो भागिनेयश्च रुषा

महामहोपाध्याय त. गणपतिशास्त्रीनूं एवूं मानवूं छे, के 'भामहनी फरियाद भासनी विरुद्ध छे. केमके **अणेण मम भादा हदो अणेण मम पिदा अणेण मम सुदो मम वअस्सो** एवूं जे भासनूं वचन छे, तेनी साथे **हतोऽनेन मम भ्राता मम पुत्रः पिता मम। मातुलो भागिनेयश्च** ए भामहनूं वचन बहु मळतूं आवे छे.' एमां शास्त्रीजीनी समजनो फेर छे. उपरना शब्दो ज्यारे अवंतिना सैनिकोनां मुखमांथी नीकळे छे, त्यारे भास वत्सराजने बेशुद्ध थई गयेलो वर्णवे छे. भामहे आपेला वर्णनमां मूर्छा सूचवनारो एक पण शब्द छे नहि. **प्रतिज्ञायौगन्धरायण**मां धीगाणूं पत्या पछी प्रस्तुत प्रसंग मूक्यो छे; **भामहालंकार** ए बनाव धींगाणा दरमियान ज बनेलो लेखवे छे. ए वचननी समानता आपाततः जणाय छे, ते **घुणाक्षरन्याय**नी छे. जरा ऊंडा ऊतरीशूं तो जोईशूं, के भामहनो हाथी चामडे मडेलो एटले बनावटी छे; भासनो हाथी कुदरती छे. भामहनो कृत्रिम हाथी वत्सदेशनी सीममां मूकेलो छे; भासना नीलगजनी विहारभूमि अवंतिनूं नागवन छे. भामहना सैनिक हाथीना पेटमां भराया छे; भासना सुभटो झाडीमां लपाया छे. भामहनो वत्सराज धमसाणमां एकलो छे; भासना वत्सराज साथे वीस वत्ससुभट छे. आ मुद्दाओ, फरियाद अद्‌भुतकथाकारना विरुद्ध छे एम, बतावी आपे छे. भामहनो कटाक्ष **प्रतिज्ञायौगन्धरायण** उपर नथी, ते बीजी एक नोंधथी पण जणाई आवे छे. वासवदत्तानूं हरण करवानी प्रतिज्ञा

---

**संरब्धचेतसः ॥ अस्यन्तो विविधान्याजावायुधान्यपराधिनम् । एकाकिनमरण्यान्यां न हन्युर्बहवः कथम् ॥ नमोऽस्तु तेभ्यो विद्वद्भ्यो येऽभिप्रायं कवेरिमम् । शास्त्रलोकावपास्यैव नयन्ति नयवेदिनः ॥ सचेतसो वनेभस्य चर्मणा निर्मितस्य च। विशेषं वेद बालोऽपि कष्टं किं नु कथं नु तत् ॥**

વત્સરાજ લે છે, એવું **भामहालंकार**માં છે. **प्रतिज्ञायौगन्धरायण**માં આપણે જોઇએ છિયે, કે એ પ્રતિજ્ઞા લેનાર અમાત્ય યોગંધરાયણ છે[૪૧].

## નાટકનાં મુખ્ય પાત્ર.

ભામહે કહેલા દોષના આરોપથી મુક્ત રહેતા નાટકનાં પાત્રો તરફ હવે વળિયે. કવિએ આદિમંગલમાં ચાર પાત્ર ગણાવેલાં છે. તેમાંનાં જે વત્સરાજ અને વાસવદત્તા, તે બે તો સૂચિત પાત્ર છે. નાયક અને નાયિકા હોવા છતાં તેઓ રંગભૂમિ ઉપર પગ જ મૂકતાં નથી. એ રીતે અલગ રહી તે બે પાત્રો, સંવિધાન ઉપર નજર રાખતાં, ગૌણ બને છે. તે પછી ધ્યાન ખેંચનારૂં પાત્ર યોગંધરાયણ છે. નાટકનૂં નામ કવિએ **प्रतिज्ञायौगन्धरायण** રાખ્યૂં છે તે ઉપરથી કદાચ એમ ધરાય, કે યોગંધરાયણનૂં પ્રાધાન્ય તેને અભિમત હશે. પણ એ ધારવૂં બરાબર નથી. નાટકનૂં પ્રસ્તુત નામ રાખવામાં આવ્યૂં છે, તે તો યોગંધરાયણે લીધેલી પ્રતિજ્ઞા તેનો એક આકર્ષક બનાવ છે તે કારણથી હોય એમ હૂં સમજૂં છૂં. **स्वप्नवासवदत्त** સંજ્ઞા પણ એવા જ અન્ય નિમિત્તને લેઈને રાખેલી છે. **प्रतिमादशरथ**, **दरिद्रचारुदत्त** વગેરેનૂં પણ તેમ જ છે[૪૨]. યોગંધરાયણ મહાસમર્થ અમાત્ય છે, તેની ના પડાય નહિ. એની નયહાક સર્વત્ર વાગી રહી હતી. એણે સ્વામીને છોડવવા કોશાંબી ઉજ્જયિનીમાં વસાવી હતી. ભરત રોહકને છક્કડ ખવરાવી વત્સરાજને એણે છોડાવ્યો અને વાસવદત્તાનૂં

---

૪૧ જુઓ **भामहा० ५ । ३८-३९ । आहरिष्याम्यमूमद्य महासेनसुतामिति । कृत्वा प्रतिज्ञां वत्सेन हृतेति मदनाश्रया ॥**. **भामहा०।४।४७-४८।**માં આપેલી હકીકત પણ પ્રસ્તુત પ્રશ્ન ઉપર આડકતરાતો પ્રકાશ પાડે છે. ૪૨ આવી રીતે **स्वप्नवासवदत्त**ને ટૂંકાવીને **स्वप्ननाटक**, **दरिद्रचारुदत्त**ને **चारुदत्त**, **कृष्णबालचरित**ને **बालचरित**. **प्रतिमादशरथ**ને **प्रतिमा** તથા **रामाभिषेक**ને **अभिषेक** લખે છે.

હરણ પણ કર્યું. પરંતુ પોતે મહાસેનનો જ દાવ રમતો હતો તે એ જાણી શક્યો નહિ. એટલી એની કચાશ. નાટકનાં પાત્રોમાં પ્રાધાન્ય તો મહાસેનનું જ છે. યૌગંધરાયણ વત્સરાજને છોડાવવા મથે છે, ત્યારે એ તેને લોહ કરતાં વધારે મજબૂત સાંકળે બાંધી લેવાનું કરે છે, જેમાંથી તે છૂટવા જ પામતો નથી. એકના ભેદ અને દંડનું ઝેર બીજો અમૃત તુલ્ય સામથી ટાળી નાંખે છે. એકનું તેજ બીજાના તેજમાં સમાય છે. એકનો મંત્ર બીજાના મહામંત્રનો સહકારી બને છે. મહાસેનના મનનો પાર યૌગંધરાયણ છેવટ સુધી પામતો નથી. સોનાની ઝારીની ભેટથી તે ઊલટો મૂઝાય છે. તેની આંખનાં પડળ ઝંપાપાત કરતી અંગારવતી પ્રત્યેના મહાસેનના અમૃતાંજન જેવા બોલથી જ દૂર થાય છે.

પ્રેક્ષકો મહાસેનને નજરોનજર તો માત્ર બીજા અંકમાં જ જુએ છે. પરંતુ આંતર ચક્ષુથી જોનારને તે આખા નાટકમાં સૂક્ષ્મ રૂપે વ્યાપી રહેલો જણાય છે. નાગવનમાં શાલંકાયન મૂર્છામાંથી જાગે છે, ત્યારે મહાસેન જ જાણે તેના કાનમાં કહે છે કે ‘ ઊઠો, ઊઠો. તમે શું ભોંય પડી રહ્યા છો? જુઓ વત્સરાજની શી દશા થાય છે તે ’. સ્વામી સાથે કારાગૃહ સેવવા તૈયાર થયેલા હાંસુજીને કૌશાંબી વળાવી વત્સરાજને નછરો પાડનાર પણ એ સૂક્ષ્મરૂપધારી મહાસેન છે. ચોબારી ધર્મશાળામાં વસંતક કંઇક ગર્વથી તેના સાથીઓને કહે છે કે ‘ શત્રુઓ એક વાર મને તો ઓળખે, પછી તમને ’, તે વખતે અવંતિનાથ જાણે બોલનારના સામું કતરાતી આંખે જુએ છે અને મૂછમાં હસે છે. નાટકના અંતભાગમાં મહાસેન અપ્રત્યક્ષ છતાં ઊલટો વધારે પ્રત્યક્ષ છે. એના સાંનિધ્ય વગર ચોથા અંકની ગૂંચ ઊકલવી અશક્ય છે. નાસેડુની પૂંઠ પકડવા ચડેલી અવંતિની સેનાને થંભાવીને યૌગંધરાયણ સુભટોનો ધાણ વાળે છે, ત્યારે તેના હાથમાંથી ખાંડું કોણ પડાવે છે? વિજયસુંદર હાથી નહિ, તેનો પ્રેરનાર મહાસેન. કાર્ય સાધી પકડાયલા અમાત્યને રાજમહેલમાં લાવવા આજ્ઞા આપી, તે આવ્યો હતો તેવો જ, એકાએક ચાલ્યો જાય છે. આજ્ઞા

અનુસાર સૈનિક સાથે સખત જાપતાવાળા આયુધને કોઠે મોકલાવી ભરત રોહક પંડે જ કેદીનો પ્હેરેગીર બને છે. પ્રથમ પણ મંત્રી મહાસેનનો મંત્ર સમજ્યો ન હતો અને અત્યારે પણ સમજતો નથી. તે યૌગંધરાયણને કારાગૃહમાં પૂરી દેવાની રાજાજ્ઞાની વાટ જુએ છે. પણ મહાસેન તો સોનાની ઝારી ભેટ મોકલી આતતાયીનો સત્કાર કરે છે. પ્હેરેગીર અને કેદી બંને મૂઝાય છે, કે આમ કેમ ? ત્યાં તો ચિત્રપટનો વિવાહમહોત્સવ મચે છે, અને મૂઝવણનો ખુલાસો થઈ જાય છે. વત્સ અને અવંતિના અમાત્યને મહાસેનનો ગૂઢ મંત્ર અત્યારે સમજાય છે.

મનુષ્યની પરીક્ષા મહાસેન ઠીક કરી જાણે છે. વત્સરાજના મંત્રીઓ તેને ઓળખે છે, તેના કરતાં ભાવી સસરો જમાઈને બહુ સારી રીતે ઓળખે છે. વત્સમંત્રીઓ રાજાને વિલાસી સમજે છે. અવંતિનાથ તેને નિડર વીર તરીકે પિછાણે છે. એની સાથે કુંવરીનો વિવાહ કરવા આતુર છતાં વિરહકાતર રાણીના વાત્સલ્યને તે માન આપે છે ને ઊતાવળો થતો નથી. વત્સરાજને ઉજ્જયિનીમાં આણવાની યુક્તિ યોજનાર તરીકે ભરત રોહકની સેવા તે ભૂલતો નથી. પ્રતિપક્ષી અમાત્યની મંત્રશક્તિનો તે સ્વીકાર કરે છે અને એની સ્વામિભક્તિની કદર જાણે છે.

અમાત્ય ભરત રોહક બાહોશ અને કુશળ છે ખરો, પણ તે યૌગંધરાયણથી ઊતરે. એ ફાવે છે તે રાજાના પૂંઠજોરથી ફાવે છે. વત્સઅમાત્ય પોતાના બાહુબળે જૂઝે છે. એક સ્વભાવે કંઇક જલદ છે; બીજો ઠંડો છે. પકડાયલા વત્સરાજનો મહાસેન સત્કાર કરે છે, તેનો ઊંડો ભેદ ન પામી ભરત રોહક મનમાં દૂભાય છે. વાસવદત્તાના મોહમાં પડી વત્સરાજ ગોઠવેલી બાજી ચૂંથી નાંખે છે; તેથી યૌગંધરાયણને ખેદ થાય છે, પણ તે મનની સ્વસ્થતા ખોતો નથી. એ સ્વામીના અનયને નયરૂપે સંસ્કારી લે છે.

પ્રધાનમાં પ્રધાન મહાસેનથી માંડીને ગૌણમાં ગૌણ ખેપિયા પર્યંત એકે એક પાત્રનું વ્યક્તિત્વ ભાસે બારીક કલમથી આલેખ્યું છે. સંસ્કૃત નાટકોમાં ગૌણ પાત્રો ઘણું કરીને નિર્જીવ યંત્રો જેવાં હોય છે. ઘસાઈ ગયેલા ચલણી પૈસા એકસરખા જણાય છે, તેવું જ તેમની બાબતમાં છે. એક ઢાળમાં ઢાળેલાં પાત્રના જેવાં કંચુકી પ્રતીહારી આદિ પાત્રો બહુધા જોવામાં આવે છે. **प्रतिज्ञायौगन्धरायण**નાં ગૌણ પાત્રોને જીવ છે, વિશિષ્ટ લાગણીઓ છે, પરખાઈ આવે એવું સ્વરૂપ છે. અનેક નાટકોની પ્રતીહારીઓમાં સ્ત્રીહૃદયવાળી વિજયા જુદી પડે છે; કંચુકીઓમાં યોગ્યાયોગ્યનો વિચાર કરતો બાદરાયણ નોખો વરતાય છે; ખેપિયાઓમાં ખોળિયું અન્નદાતાની ખેપ માટે લેખનારો સાલુ 'હૂં જાણૂં સું' કહેતાં જ ઓળખાય છે.

## રસ અને સંવિધાન.

ભાસે **प्रतिज्ञायौगन्धरायण**માં વીરને અને **स्वप्नवासवदत्त**માં શૃંગારને પ્રાધાન્ય આપ્યું છે. પ્રાચીન નાટ્ય પ્રસ્થાનમાં નાટકના રસ આઠ જ ગણાતા અને તેમાં શૃંગાર કે વીર જ પ્રધાન થઈ શકતો. પ્રસ્તુત નાટકમાં અજિત પ્રતિપક્ષીને છળથી વશ કરવાની ભરત રોહકની પ્રવૃત્તિમાં, એકલી વીણાથી નીલગજ ગ્રહવાના વત્સરાજના સાહસમાં, પકડાયલા રાજાને ઉજ્જયિની લેઈ આવવા શાલંકાયનની ચપળતામાં, બંધને પડેલા સ્વામીને કુંવરી વરાવવાના મહાસેનના ગૂઢ પ્રયાસમાં ઉત્સાહ સ્થિર થઈ વીર રસની જમાવટ કરે છે. એ રીતે ઉપચય પામતા રસમાં સાત્વતી અને આરભટી વૃત્તિ અદ્‌ભુત અને રૌદ્રની છાયા મેળવી આનંદમાં વધારો કરે છે. અદ્‌ભુતનો સ્થાયી ભાવ જે વિસ્મય, તેના અંકુરો સંઘાતક અને વસ્તૂત્થાપક અંગમાં પાલવે છે; અને રૌદ્રનો સ્થાયી ભાવ જે ક્રોધ, તેનું બીજ સંફેટમાં પાંગરે છે[૪૩].

૪૩ આગળ 'વૃત્તિઓ અને તેનાં અંગ' આપેલ છે, તે જુઓ.

શૃંગારપ્રધાન કથાગ્રંથિ છતાં શૃંગારી પાત્રો અલગ રાખી સંવિધાન શૃંગારના સ્પર્શથી મુક્ત રચવામાં કવિએ અસાધારણ કુશળતા અને સફળ સાવધાની વાપરી છે. **प्रतिज्ञायौगन्धरायण**માં કાર્યની એકતા **मुद्राराक्षस**ના જેવી જ છે. વિશેષ એ છે કે પછીના નાટકકાર જ્યારે પતાકા અને પ્રકરીની વેલીઓ ચડાવી આધિકારિક વસ્તુનો ભરાવ દર્શાવે છે, ત્યારે ભાસ વડવાઇઓએ વિસ્તાર પામતી ચતુર્વેદીનાં દર્શન કરાવે છે. પહેલામાં વિવિધતા સાથે એકતા છે; બીજામાં એકલી જ એકતા છે.

## આંગિક અભિનય.

પૂર્વે કહ્યા પ્રમાણે ચોલકેરલમાં જે નાટકોનો આંગિક અભિનયથી પ્રયોગ થાય છે, તેમાંનાં **कृष्णबालचरित**, **मन्त्राङ्क** તથા **नागानन्द** ઉત્તરાપથનાં છે, અને **धनंजयविजय** તથા **चूडामणि** દક્ષિણાપથનાં છે. પહેલાં ત્રણ વિંધ્યાચળ ઓળંગી ગોદાવરી તથા કૃષ્ણા વટાવી સેતુ સુધી શી રીતે ને ક્યારે પ્હોંચી ગયાં તથા આંગિક અભિનયનો વિષય બન્યાં, તે નિર્ધારવું મુશ્કેલ છે. પરંતુ વિદર્ભ સાથે સંબંધ ધરાવતું **मालविकाग्निमित्र** અથવા સર્વોત્તમ મનાતું **अभिज्ञानशाकुन्तल** આદર પામ્યું નહિ અને ભાસ તથા હર્ષની કૃતિ પોસાઇ, એ વિલક્ષણતા ધ્યાનમાં લેતાં એવી અટકળ થાય છે કે અગ્નિમિત્ર શુંગને લીધે એના સાળા માધવસેનના દરબારમાં આદિશુંગના આશ્રિત કવિનાં નાટકો તથા શાબ્દિક પતંજલિનું **महाभाष्य** સત્કાર પામ્યાં હોય અને અનંગહર્ષનું નાટક તેના પલ્લવ મિત્ર નરસિંહવર્માએ વધાવી લીધું હોય. **महाभाष्य** દક્ષિણમાં જળવાઈ રહ્યું હતું, તો ઇસવી ત્રીજા સૈકાના ઉત્તર ભાગમાં ચંદ્રાચાર્ય આદિના હાથે તેની ઉત્તરમાં પુનઃપ્રવૃત્તિ થઈ; અને ભાસનાં નાટકો ત્યાં અત્યાર સુધી સચવાઈ રહ્યાં હતાં, તો આપણે તે વાંચવા પામિયે છિયે.

ઉત્તરમાં ઉચ્છિન્ન થયેલું **महाभाष्य** શારદાદેશના પંડિત દક્ષિ-

ણુમાં લેવા ગયા, ત્યારે ત્યાં તે ગ્રંથસ્થ જ હતું[૪૪]. તે ઉપરથી સમજાય છે કે સંસ્કૃતનો પ્રચાર ત્યાં ઘટી ગયો હતો. ત્રિલિંગની દ્રવિડ કુટુંબની ભાષાઓ કેવળ વિજાતીય હતી, એટલે એ ભાષા બોલનારા પ્રેક્ષક ભાસનાં સંસ્કૃત નાટકનો ભાવ ગ્રહણ કરી શકતા નહિ હોય. તેમના માટે ચોથા સૈકામાં આંગિક અભિનય દ્વારા પ્રયોગ ત્યાં પ્રચારમાં આવ્યો હશે. તે પહેલાં નાટયના અંગ તરીકે આંગિક અભિનયથી પ્રયોગ માત્ર મુક્તકનો જ કરવામાં આવતો. મહાકવિ કાલિદાસના **मालविकाग्निमित्र**માં શર્મિષ્ઠાના માત્રાબંધનો આવો પ્રયોગ ઉપરટપકે નોંધ્યો છે; અને એના **विक्रमोर्वशीय**ના આદિમંગલનો એવો પ્રયોગ **संगीतरत्नाकर**માં સવિસ્તર આપ્યો છે. મુક્તક વસ્તુનો પ્રથમ વાચિક અભિનય અને પછી આંગિક અભિનય કરવાનો સંપ્રદાય હતો. સળંગ કાવ્યબંધના કેવળ આંગિક અભિનયથી પ્રયોગના દષ્ટાંત તો છેક દક્ષિણનાં દેવમંદિરમાં ભજવાતાં ઉપર ગણાવેલાં પાંચ નાટકો જ છે.

## સંજ્ઞા.

આદર્શ હાથપ્રતોમાં પુષ્પિકા **प्रतिज्ञायौगन्धरायणं समाप्तम्।** એવા શબ્દમાં છે તે કહી આપે છે, કે પ્રસ્તુત નાટકનું એ જ પ્રાચીન પૂરૂં નામ છે. તે વ્યવહારમાં ટૂંકાવ્યાથી **प्रतिज्ञा** સંજ્ઞા ઊભી થઈ હશે. વિશ્વનાથ આવી રીતે **साहित्यदर्पण**માં **वेणीसंहार**નો સંક્ષિપ્ત **वेणी** નામથી વ્યવહાર કરે છે. **प्रतिमादशरथ**નો ટૂંકડા **प्रतिमा** નામે નિર્દેશ, તે પણ આ પ્રકારનો છે. ટૂંકાવેલા નામને

૪૪ જુઓ **वाक्यपदीय**ના બીજા કાંડનો શ્લોક ૪૮૮:—**यः पतञ्जलिशिष्येभ्यो भ्रष्टो व्याकरणागमः। काले स दाक्षिणात्येषु ग्रन्थमात्रे व्यवस्थितः॥**. જુઓ વળી 'હૂણોની ચડાઈ'ના અનુસંધાનમાં આપેલી '**चान्द्रदर्शन**ની સાલવારી.'

અંતે નવા પ્રસ્થાનના પરિચયવાળા પુરુષોએ ચાર અંક ઉપર જ નજર રાખી જૂના પ્રસ્થાનના નાટકને **रत्नावली** અને **प्रियदर्शिका**ની **नाटिका** સંજ્ઞા આપી. પરંતુ કૈશિકી વૃત્તિનો કેવળ અભાવ છે, તેથી પ્રસ્તુત નાટકને એ સંજ્ઞા લાગુ પાડી શકાય નહિ. **अल्पं नाटकं नाटिका** એવું લક્ષણ સ્વીકારી શાસ્ત્રીજી નૂતન નામનો નિર્વાહ કરે છે. પણ કહેવું પડે છે કે **नाटिका** સ્ત્રીલિંગનું વિશેષણ માગે છે. તેને બદલે અહીં તો નપુંસકલિંગનું **प्रतिज्ञायौगन्धरायणम्** છે. **नाटिका** પાઠને સમયવિરોધ પણ નડે છે. જૂના નાટ્યપ્રસ્થાનમાં રૂપક ઉપરૂપકનો ભેદ ઊભો થયો ન હતો; અર્થાત્ નાટિકા, ત્રોટક, પ્રકરણ, વ્યાયોગ આદિ નવા નાટ્યપ્રસ્થાનના પારિભાષિક શબ્દો અજાણ્યા હતા. ભાસ અને કાલિદાસના સમયમાં પ્રયોગબંધનો નાટક સંજ્ઞાથી જ વ્યવહાર થતો હતો. એ કારણથી એમનાં નામ એકસરખી રીતે નપુંસકલિંગે યોજેલાં જોવામાં આવે છે. **मध्यम** જેમ વ્યાયોગ નથી અને **विक्रमोर्वशीय** જેમ ત્રોટક નથી[૪૫], તેમ **प्रतिज्ञायौगन्धरायण** પણ નાટિકા નથી; ત્રણે નાટક જ છે.

નાટકમાં પાંચ અંકથી ઓછા ન જોઇએ એવી નવા પ્રસ્થાનની મર્યાદા સ્વીકારી શાસ્ત્રીજી 'ન્હાનું નાટક તે નાટિકા' એવું જે લક્ષણ આપે છે તે જો એમને સર્વાંશે ગ્રાહ્ય હોય, તો ત્રણ અંકના **पञ्चरात्र** કિંવા **गोग्रहने** એઓ સમવકાર કહેવરાવવા મથે છે તે મિથ્યા છે; અને એક અંકના **मध्यम** તથા **दूतवाक्य**ની વ્યાયોગ તરીકે પૃથક્ ગણના કરાવવા શ્રમ લે છે તે પણ નિરર્થક છે. એ ત્રણે ન્હાનાં નાટક છે; અને **दूतघटोत्कच**, **ऊरुभङ्ग** તથા **कवचहरण** પણ ન્હાનાં એક એક અંકનાં નાટક છે. વાસ્તવિક રીતે **नाटिका** રૂઢ પારિભાષિક શબ્દ છે. તેમાંથી યોગબળે નવતર અર્થ ખેંચી કાઢવો, તે અશાસ્ત્રીય છે. આથી હું સર્વસામાન્ય પુરાણી **नाटक** સંજ્ઞાથી જ સંતોષ માનું છું.

[૪૫] જુઓ 'પરાક્રમની પ્રસાદી' અને 'મધ્યમ'ના ઉપોદ્ઘાત.

# રૂપિત પાત્ર.

યૌગંધરાયણ — વત્સરાજ ઉદયનનો પ્રધાન, જે રાજાને છોડવવાને ગાંડાનો વેષ ધારણ કરે છે.

રુમણ્વાન — ઉદયનનો સેનાપતિ, જે રાજાને છોડવવાને નવશ્રમ જતિનો વેષ ધારણ કરે છે.

વસંતક — ઉદયનનો નર્મસચિવ, જે રાજાને છોડવવાને બ્રહ્મચારીનો વેષ ધારણ કરે છે.

હાંસુજી[46] — ઉદયનનો હજુરી.

નસુંડો[46] — કૌશાંબીના રાજમહેલનો દ્વારપાળ.

વિજયા — કૌશાંબીના રાજમહેલની પ્રતીહારી.

સાલુ[46] — કૌશાંબીનો બેપિયો.

ગટિયો[47] — ભદ્રવતી હાથણીની ચાકરી કરનારના વેષમાં કૌશાંબીનો છૂપો જાસુસ.

પ્રદ્યોત મહાસેન — અવંતિદેશનો રાજા.

અંગારવતી — મહાસેનની પટરાણી.

ભરત રોહક — મહાસેનનો પ્રધાન.

બાદરાયણ — ઉજ્જયિનીના રાજમહેલનો કંચુકી.

રખોજી[47] — ઉજ્જયિનીની ગજશાળાનો અધિકારી.

ઉપરાંત કૌશાંબીનો બ્રાહ્મણ, ઉજ્જયિનીના સિપાઇ વગેરે

---

૪૬ મૂળમાં અનુક્રમે हंसक, निर्मुण्डक ने सालक સંજ્ઞા છે. ૪૭ મૂળમાં અનુક્રમે गात्रसेवक અને भट એમાં અધિકાર-વાચક નામ છે.

# સૂચિત પાત્ર.

| | |
|---|---|
| **વત્સરાજ ઉદયન** | વત્સદેશનો રાજા. |
| **વૈદેહી** | વિદેહના ગણરાજ્યના રાજાની પુત્રી, ઉદયનની મા. |
| **વ્યાસ ભગવાન** | કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના સ્વરૂપે દર્શન દેનાર રાજપુરુષ, મહાસેનનો છૂપો જાસુસ. |
| **વાસવદત્તા** | મહાસેનની કુંવરી. |
| **શાલંકાયન** | મહાસેનનો સેનાપતિ. |
| **કાંચનમાલા** | મહાસેનના રણવાસની દાસી. |
| **જૈવંતિ** | વાસવદત્તાનું માગું કરવા આવેલો કાશિરાજનો પુરોહિત. |
| **શિવુભા**[૪૮] | ઉજ્જયિનીની ગજશાળાનો રાજસેવક. |
| **ફૂલુભા**[૪૮] | ઉજ્જયિનીની ગજશાળાનો રાજસેવક. |
| **રૂપાંબાઇ**[૪૮] | ઉજ્જયિનીની એક કલાલણ. |
| **ઉત્તરા** | મહાસેનના રણવાસની વૈતાલિકી. |

વગેરે.

---

૪૮ મૂળમાં અનુક્રમે शिवक, पुष्पदन्त અને किण्णिअज्जआ સંજ્ઞા છે.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | ઉપોદ્ઘાત. | |
| ૭ | ૧૧ | હૃદયંગમ | હૃદયંગમ |
| ૮ | ૧૦ | હસ્નિાપુર | હસ્તિનાપુર |
| ૧૦ | ૧૭ | લાવૂં | લાવૂં |
| ૧૪ | ૨૭ | મા ણ | મહાસેન |
| ૧૬ | ૧૩ | ક્રૂર્યા | કુર્યા |
| | | નાટક. | |
| ૧ | ૨ | પ્રસ્તા–ના | પ્રસ્તાવના |
| | ૬ | [ ત્ર૦] | [ સૂત્ર૦ ] |
| | ૧૭ | ંગળાચરણ | મંગળાચરણ |
| ૧૧ | ૧૩ | [ નસુંડો ] | [હાંસુજી] |
| ૧૨ | ૨,૯ | | |
| ૧૩ | ૧૧ | તો તે | તો તો |
| ૧૬ | ૨૩ | ટિપણ | ટિપ્પણી |
| ૧૯ | ૯ | નીલમેઘ | નીલમેઘ |
| | ૨૧ | गच्छामि । | गच्छामि । |
| ૨૨ | ૨૬ | अथ या | अथ वा |
| ૩૨ | ૨૬ | विष्यामत्र | यिष्यामत्र |
| | | कियतामात्मा | क्रियतामात्मा |
| | | (क्रर्णे) | ( कर्णे ) |
| ૩૮ | ૧૩ | प्रयति | प्रक्ष्यति |
| ૪૫ | ૧૪ | ખંછે | ખંતે |
| ૪૭ | ૨ | કહેતા ? કદાચિત | કે'તા ? કદાચિત |
| | ૯ | અધંકાર | અલંકાર |
| | ૧૨ | विहितो | बहितो |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | ૧૭ | परिणीहितास: | परिणीहितांस: |
| ૫૩ | ૨૧ | નિરુપણુ | નિરૂપણુ |
| ૫૪ | ૧૬ | જોઇ | જોઈ |
| | ૧૮ | ફારો | ફોરો |
| ૫૬ | ૧૧ | ક્રોઇ | ક્રોઇનું |
| ૬૫ | ૩ | હોવ | હોય |
| | ૧૩ | માગૂં | માગું |
| ૬૭ | ૪,૭ | ખંપે, શં | ખૂંપે, શૂં |
| | ૧૩ | અપેશ | પ્રવેશ |
| ૬૮ | ૧૯ | घोषवति | घोषवती |
| ૬૯ | ૧૪ | શ્રાસ્ત્રાભ્યાસના | શસ્ત્રાભ્યાસના |
| ૭૦ | ૮ | ઘેલાશે | ઘેલાશે |
| ૭૭ | ૯ | લ્યારે એ | ત્યારે એના |
| ૮૦ | ૨,૩ | નાંખં, છં | નાંખૂં, છું |
| ૮૯,૯૦ | ૨૮,૧૮ | ૧૫૮ | ૧૫૯ |
| ૯૧ | ૨૪ | પાા | પાઠ |
| ૯૫ | ૧૭ | ૧૭૯ | ૧૮૦ |
| | ૨૧ | अपाणो | अमाणो |
| ૧૦૩ | ૭ | લપકાઇ | લપટાઈ |
| ૧૦૬ | ૨૨ | सिलाहणीअ | सिलाहणीअं |
| ૧૧૮ | ૧૮ | ધટ | ધંટ |
| ૧૨૮ | ૮ | વર્તેમાન | વર્તમાન |
| ૧૩૧ | ૮-૯ | | (વનવેલી) |
| ૧૩૩ | ૧૯ | ૨૬૭ | ૨૬૭ મૂળ |

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## પ્રસ્તાવના.

સ્થળ પાટલિપુત્રના રાજમહેલની નાટકશાળા.
નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર
પ્રવેશ કરે છે.

[ ૨૦ ]

(અનુષ્ટુપ.)

શ્રીએ વાસવદત્તાએ સુવિખ્યાત ષડાનન !
વત્સરાજ ! મહાસેન ! જય, યૌગંધરાયણ ! [ क ] ૧

---

क કાર્તિકેયનું મંગળાચરણ છે. એઓએ તારકાસુરને હણી વાસવ એટલે ઇંદ્રને ત્રૈલોક્યની પ્રભુતા મેળવી આપી હતી, તેથી એઓ સુવિખ્યાત છે. એઓ યુગંધર એટલે મિથુનરૂપધારી અર્ધ-નારીશ્વર શંકર ભગવાનના પુત્ર ( યૌગંધરાયણ ) છે. જ્યેષ્ઠરાજ ગણ-પતિથી ન્હાના હોઈ એઓ વત્સરાજ એટલે બાળા રાજા નામ ધરાવે છે. તેત્રીસ કોટિ દેવની સેનાના ઉપરી હોવાથી એઓ મહાસેન સંજ્ઞાથી ઓળખાય છે. એમને છ મુખ છે, તેથી એઓ ષડાનન કહેવાય છે. વીરરસપ્રધાન નાટકમાં સેનાનીનું મંગળાચરણ યોગ્ય જ છે. પ્રસ્તુત પ્રયોગબંધમાં પ્રદ્યોત મહાસેનને ત્યાંથી વત્સરાજ ઉદયનને છોડાવવાની અને રાજકુમારી વાસવદત્તાનું હરણ કરવાની પ્રતિજ્ઞા પ્રધાન અમાત્ય યૌગંધરાયણ પાર પાડે છે. તેનું ગૂઢ સૂચન અહીં વત્સરાજ, વાસવ-દત્તા, મહાસેન અને યૌગંધરાયણની મુદ્રા વડે કરવામાં આવ્યું છે.

એ ડગલાં ભરી પડદા તરફ મુખથી )

(વનવેલી.)

આર્યા !અહીં આવો;

[ **નટી** પ્રવેશ કરી ]

આવી, આર્ય.

[ સૂત્ર૦ ]

અને કોઈ ચીજ

ગાઓ, જેથી જોનારા એકાગ્ર બની જાય. પછી કવિ ભાસનું **प्रतिज्ञायौगन्धरायण** કિંવા **પ્રધાનની પ્રતિજ્ઞા** ( **ख** ) એ નાટક ભજવવાનું આદરિયે. આર્યા ! શા વિચારમાં છો[1] ?

---

ષડાનન પદથી, ચાર અંક અને બે વિષ્કંભક મળી નાટકનાં છ પ્રવચન છે, તેનો આક્ષેપ છે. મહાસેન મુદ્રાથી કવિ પોતાના સત્કર્તા સેનાપતિ પુષ્યમિત્રનું સ્મરણ કરાવે છે. મંગલશ્લોકમાં જ નાટકનાં મુખ્ય રૂપિત અને સૂચિત પાત્રનો પ્રસ્તાવ કરી કવિએ પ્રસ્તાવના નામનું સાર્થક્ય જતાવ્યું છે. રત્નાવલી અલંકાર.

**ख** ભાસના સમયમાં નાટક અને નાટકકારનાં નામ સૂત્રધારે સ્વમુખે જણાવવાનો રિવાજ હતો. એ મુજબ સૂત્રધારના તરફના **भासप्रणीतं प्रतिज्ञायौगन्धरायणं नाम** શબ્દો મૂળમાં ઊમેરવાના ઊમેરી મેં અનુવાદ આપ્યો છે.

---

૧ મૂળમાં અહીં **ननु गीयते ।** વધારે છે. એ બોલોની જરૂર નથી; તેથી મેં તે તજી દીધા છે છતાં રાખવા હોય, તો સુધારીને **न नु गीयते ।** એમ વાંચવું જોઇશે.

[ નટી ]

એ તો મને ગઈ રાતે મારું સ્વપ્ન આવ્યું હતું; તેથી એમ કે'વા કરતી હતી કે કોઈકને, આર્ય, મારે પિયર મોકલિયે ને કુશળ પૂછાવિયે[2].

[ સૂત્ર૦ ]

હા, ચાલો, એમ કરિયે.

(અનુષ્ટુપ.)

એવો મોકલિયે, જે કે જા કહેતાં જાય તત્ક્ષણ;
એપિયો[3] પાઠવે છે આ જેવો યૌગંધરાયણ. (ग) ૨

બંને જાય છે.

---

ग સૂત્રધાર અને નટીના નિર્ગમની અને નાટકનાં પાત્રોના પ્રવેશની યોજના કેવી સાદી, સ્વાભાવિક અને મનોહર છે ! નટીને અશુભના ભણકારા થવાનો પ્રસંગ યૌગંધરાયણને વત્સરાજને માટે થતી ચિંતાના પ્રસ્તાવનું પગથિયું છે. **वेणीसंहार**ના બીજા અંકમાં નારાયણે અશુભ સ્વપ્નના તર્કનો અનેકધા વિસ્તાર કર્યો છે, તેનું બીજ અહીંથી લીધું જણાય છે. પ્રસ્તાવનાની રચનામાં કાલિદાસ તો સર્વાંશે ભાસનો જ આદર્શ લે છે. પ્રસ્તુત શ્લોકમાં ઉપમા અલંકાર છે.

૨ મૂળમાં **इच्छामि अय्येणं...पुरुसं पेक्खिदुं ।** છે. એ રચના કઢંગી અને દૂષિત છે. તે કારણથી **इच्छामि अय्येणं...पुरुसं पेसिदुं ।** પાઠ મેં યોજ્યો છે.

૩ મૂળમાં શ્લોકના ઉત્તરાર્ધની પૂર્વે **नेपथ्ये । साळक सज्जस्त्वम् ।** એટલું વધારે છે. યૌગંધરાયણની એ નેપથ્યોક્તિ રંગોક્તિથી પુનરુક્ત બને છે; અને એ પુનરુક્તિનું સમાધાન થઈ શકતું નથી. સબબ નેપથ્યોક્તિ મેં તજી દીધી છે.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## અંક ૧.

સ્થળ કૌશાંબીનો રાજમહેલ.

અમાત્ય યૌગંધરાયણ અને ખેપિયો સાલુ પ્રવેશ કરે છે.

[ યૌગં૦ ]

(વનવેલી.)

તું જાય છે, સાલુ?

[ સાલુ ]

હાવે, હું જાઉં સું.

[ યૌગં૦ ]

ભાઇ! પંથ ઝાઝો છે, હો.

[ સાલુ ]

મર. પંથ
ઝાઝો હો ને, તીમેં ચમ થ્યું તે? અંન-
દાતા પર મારો ભાવ ઝાઝેરો સે,
તાણે તો હું જાવા બાઢું ઝડપું સું.

[ યૌગં૦ સ્વગત ]

ભાવથી[૪] જવા તૈયાર થયો છે, તો
જશે એમાં ફેર નહિ.

---

૪ મૂળમાં बलवान् यस्य सहार्थः । છે. આનો અર્થ થઇ શકતો નથી. તેથી મેં बलवानस्य स्नेहार्थः । પાઠ કલ્પ્યો છે. પ્રત

(વૈશ્વદેવી.)

ભીંજે સત્કારે ને ગુણે, ભાવ રાખે,
તેને મુશ્કેલે સોંપવું કામ લેખે.
ભાડૂતીઓથી કામ લેવાય જેહ,
થાવું ના થાવું દૈવને હાથ તેહ. (ઘ) ૧

[પ્રિયા પ્રત્યે ]

(વનવેલી.)

ભાઇ ! મહારાજ કાલે વેણુવનના નીકળ્યા ત્રણ[૫] વન વટાવીને નાગવન જવાના છે. તેમને, જો, તારે ભળભાંખળાં થતાંમાં જઈ મળવાનું છે.

---

ઘ ગદ્યભાગ અને શ્લોક વિવેચનની દ્રષ્ટિએ સંલગ્ન લેતાં અર્થાંતરન્યાસ અલંકાર છે.

---

કમાં **सौहार्दम्** છે. તે વાસ્તવિક રીતે **स्नेहार्यः** ઉપરનું અર્થપ્રદર્શક ટિપ્પણ છે, જે લેખકની ભૂલથી મૂળને સ્થાને ગોઠવાઈ ગયું છે. ટિપ્પણી ૨૫ વાળી ઉક્તિમાં **स्नेहात्** ને બદલે પ્રત **ક**માં ભ્રષ્ટ **सेहात्** છે; તે અહીંના ભ્રષ્ટ પાઠ સાથે સરખાવવા જોગ છે. ઉપરાંત મૂળમાં શ્લોકના પહેલા ચરણમાં **स्निग्धेष्वासक्यं** છે; તેને બદલે, બીજા ચરણના **यो वा** પાઠ ઉપર નજર રાખી મેં **स्निग्धे वासक्यं** પાઠ લીધો છે.

૫ મૂળનાં **त्रिषु गहनेषु...... प्रागेव** છે, તે બદલે સ્પષ્ટતા અને ચોકસાઇ સારૂં **त्रीणि गहनान्यतीत्य......प्रगे एव** પાઠ મેં યોજ્યો છે. પ્રત **ક** આરંભના ફેરફારના તરફેણમાં છે.

[ સાલુ ]

ભલે ને [૬]મને એ લખત આલો.
આ ખોળિયૂં સે તે અંનદાતાની જ ખેપ કાજે
હરજ્યૂં સે.

[ યૌગં૦ ]

વિજયા !

[ વિજયા પ્રવેશ કરી ]

જી, હાજર છું.

[ યૌગં૦ ]

રાજમાતા
વૈદેહીજી [૭]પત્ર આપે તે, જા, લેઈ આવ. જોજે,
જાણે તું ગઈ જ નથી.

૬ પ્રત खसां तुह्मो खु मच्यो पंछजहिआयतक्केअ सरीरं । એવું ભ્રષ્ટ મૂળ છે. તે સુધારી લેઈ लेहं खु अच्यो यच्छदु जहि आयत्तीकअं सरीरं । પાઠ મેં યોજ્યો છે.

૭ મૂળમાં विजये स्वर्यतां लेखः प्रतिसरा च । એમ છે. પરંતુ વસ્તુસ્થિતિ વિચારતાં લેખ જ માત્ર યૌગંધરાયણનો જણાય છે. એ લેખ રાજમાતાને જોવા મોકલ્યો હશે, તે પ્રતીહારીને મોકલીને પાછો મગાવે છે, તે વખતે લેખ સાથે રક્ષાબંધનનો દોરો મોકલવાનું રાજમાતાને સૂઝે છે; જુઓ ટિપ્પણી ૯. મૂળ પાઠમાં લેખ કોની પાસેથી લાવવાનો છે તે કહ્યું નથી અને ન મગાવેલ પ્રતિસરાનો વધારો છે. મેં त्वरितं राजमातुर्लेखमुपनय । એવો કલ્પિત પાઠ યોજ્યો છે. અક્ષરો બધા ખવાઈ જવાથી ભ્રષ્ટ પાઠ કોઈએ ઓઢવ્યો છે.

[ વિજયા ]

પલકારામાં જ આવી જાણો. [જાય છે]

[ યૌગં૦ ]

સાલુ ! તું જવાને ખડો તો થયો છે, પણ બાઇ ! તેં એ વાટ ભાળી છે કે ?

[ સાલુ ]

મીં ગે હાંભળી સે:
મર, નથે ભાળી.

[ યૌગં૦ ]

વાહ, તું તો બડો બા'દુર છે !

[ સ્વગત ] જાસુસ કે'તો હતો કે રાજાજીને છળવાને [8]નાગવનમાં પ્રદ્યોતે મહિકના ઝાડી માંહી નીલ ગજ રાખેલો છે. ભગવાન ભલું કરે અને એણે રાજાજી ન ભરમાય. પ્રદ્યોતને વત્સરાજનો શો ભારે ભય છે ! હું એનો ભેદ સારી રીતે સમજું છું. સૈન્યમાં સહુ સહુની ખીચડી જુદી ચડે છે, તેની નબળાઇ એને ખટકે છે. બાર ભૈયા અને તેર ચોકા છે.

---

૮ મૂળમાં **वनगजप्रच्छादितशरीरं** છે. તે પાઠ વસ્તુસ્થિતિ સાથે બંધ બેસતો નથી. પાળેલા હાથીઓ જ્યાં જેમ ગોઠવી રાખવા હોય ત્યાં તેમ રાખી શકાય, પણ જંગલી હાથી એ રીતે રાખવાનું બને નહિ. આગા ટિપ્પણી ૫, ૨૨ ને ૩૨ વાળી મૂળ ઉક્તિઓ ઉપર નજર રાખી **નાગવને** [illegible] પાઠ કલ્પ્યો છે.

(વસંતતિલકા.)

અક્ષૌહિણી દશ છતાં નહિ એકતંત્ર,
શૂરા પઠાવત છતાં નહિ ભક્તિમંત્ર;
તેણે રમે છળ નરેશ, ન જંગ માંડે.
સેના, ત્રિયા, ઉભય રાગ વિના બગાડે. (ક્ર) ૨

[ વિજયા પ્રવેશ કરી ]

(વનવેલી.)

લો આ પત્ર, પ્રધાનજી. બાજીસાહેબે તે સાથે એમ કહાવ્યું છે, કે રક્ષાબંધનનો દોરો મોકલાવવાનો છે તે [૯]રણવાસની સુવાસિનીના હાથથી વણાવીને હું મોકલું છું.

ક્ર અર્થાંતરન્યાસ અલંકાર.

૯ શત્રુનું કારસ્તાન ઊઘાડું પાડવાને અને સ્વામીને ચેતાવવાને લેખ લખવો પ્રધાનને શોભે છે, તેમ પુત્રની રક્ષા સારૂ મંગળદોરો મોકલવો માતાને શોભે છે. આ સમજથી **पडिसरा अ अवरोहजणप्पयुत्ता वीयदि त्ति** એવો પાઠ મેં અહીં યોજ્યો છે. મૂળમાં **पडिसरा सव्वबहुजणहत्था तुवारीअदि त्ति** છે. અસલ **अवरोह**નો પહેલો ને ત્રીજો અક્ષર તથા **प्पयुत्ता** બોલ આખો ભરાઈ ગયે ઉપલબ્ધ પાઠ નીપજ્યો જણાય છે.

[ યૌગં૦ ]

વિજયા ! જા,

વિનયથી વીનવ કે વ્હેલો મોકલે[10]. (च)

[ વિજયા ]

હુકમ.

વિજયા જાય છે ને નમંડો એકાએક પ્રવેશ કરે છે.

[ નમુંડો[11] ]

મહારાજ પાસેથી, આર્ય, હાંસુભા આવ્યા છે.

[ યૌગં૦ ]

[12]હાંસુજી આવ્યા છે ? ત્યારે, સાલુ, તું હમણાં રહે.

---

च ખેપિયો મોકલવાની ત્વરાથી યૌગંધરાયણનો ઔત્સુક્ય નામે સંચારી ભાવ પ્રતીત થાય છે.

---

૧૦ મૂળમાં सर्ववधूजनहस्तप्रयुक्ता वा एका वा प्रतिसरा दीयतामिति । છે. આમાં प्रतिसरा બોલના પૂર્વેનો ભાગ ગઈ ભ્રષ્ટ ઉક્તિમાંથી વિકાર પામી ઊતરી આવ્યો છે; અને પ્રસ્તુત બે ઉક્તિઓનાં दीअदि અને त्वर्यताम् ક્રિયાપદની અદલાબદલી થઈ છે. પ્રક્ષિપ્ત અંશ તજી દેઈ અદલાબદલી થયેલાં પદોને પોતપોતાની ઉક્તિમાં ગોઠવી प्रतिसरा त्वर्यतामिति । એવો શુદ્ધ પાઠ અહીં યોજી અનુવાદ કર્યો છે.

૧૧ મૂળમાં આના પૂર્વે निर्मुण्डकः । सुहं अय्यस्स । यौगन्धरायणः । कथं निर्मुण्डकः । એ બે ઉક્તિ વધારે આપેલી છે. તે ભજવનારે ઊમેરેલો ભાગ જણાય છે.

૧૨ મૂળમાં कथं हंसक एकः प्राप्त इति । सालक विश्रम्यतामिदानीं मुहूर्तम् । त्वरितं वा यास्यसि सचिश्रमो

[ સાલુ ]

હાઉં મોટા [જાય છે.]

[ યૌગં૦ ]

નમુંડા, તું હાંસુજીને તેડી લાવ.

[ નમુંડા ]

હુકમ પ્રધાનજીનો. [જાય છે.]

[ યૌગં૦ ]

જીવ જાય તો પણ જે મહારાજનાથી અળગા ન થાય, તે હાંસુજી એકલા આવ્યા છે; તેથી મનમાં અનેક વ્હેમ ઊપજે છે.

(આખ્યાનકી.)

માંદા સગા માટ વિદેશવાસી
શંકા કરે ઘેર જતાં પ્રવાસી;
તે રીત હાવાં મનમાં વિમાસું,
સુણીશ હું ઇષ્ટ અનિષ્ટ વા શું? ( ૪ ) ૩

એવે હાંસુજીને લેઈ નમુંડો પ્રવેશ કરે છે.

---

૪ ઉપમા અલંકાર સંચારી ચિંતાને દીપાવે છે.

---

वा । એ રીતે પાઠ છે. તે બદલે **कथम् । हंसकः प्राप्तः । सालक विश्रम्यतामिदानीम्** । એવો ટૂંકો પાઠ મેં લીધો છે. વધારાના નિરર્થક શબ્દો ભજવનાર તરફના છે.

[ નમુંડો ]

(વનવેલી.)

આવો, આમ ચાલ્યા આવો.

[ હાંસુજી ]

ક્યાં બેઠા છે પ્રધાનજી ?

[ નમુંડો ]

એ બિરાજે. પધારો, ભા.

[13]નમુંડો પાછો વળે છે. હાંસુજી પ્રધાન પાસે જાય છે.

[ યૌગં० ]

અરે હાંસુજી! રાજાજી નાગવન પધાર્યા કે હજુ હવે ?

[ નમુંડો ]

જી, એઓ તો ગઈ કાલના પધાર્યા.

[ યૌગં० ]

અફસોસ ! બેપિયો દોડાવવો નકામો થયો. શત્રુ છળબળે ફાવ્યા. હજુ કંઇ આશા છે, કે આપઘાતની તૈયારી સમજવી ?

---

૧૩ મૂળમાં આ નાટ્યસૂચિને બદલે **हंसकः उपसृत्य । सुहं अय्यस्स ।** એ રીતની, ટિપ્પણી ૧૧માં આપેલા ક્ષેપક ભાગના જેવી, ઔપચારિક ઉક્તિ છે; તે ભજવનારના તરફની લાગે છે. સ્વામીના સંકટની ખબર લાવનાર હજુરી ઉપચાર કરવા રહે નહિ આથી પ્રસ્તુત ઉક્તિ તજી દેઈ **हंसक उपसरति ।** એવી નાટ્યસૂચિ યોજી છે.

[ નમુંડો ]

બલા દૂર થાઓ. રાજાજી જીવે છે.

[ યૌગં૦ ]

[14] એટલે કંઇક માઠું થયું હોવું જોઇયે. શું ત્યારે ભૂંડા દુશ્મનના હાથમાં એ ફસાયા છે ?

[ નમુંડો ]

અફસોસ ! એ જ હાલ છે. પ્રધાનજીએ અનુમાન બરાબર કર્યું.

[ યૌગં૦ ]

એમ ત્યારે ? દુશ્મનના હાથમાં રાજાજી પડ્યા. પ્રદ્યોતના ભાગ્યે જોર કર્યું અને એની સર્વ ચિંતા ટળી.[[15] હાય હાય !]થયું,આજથી અમે પ્રધાન કહ્યા કે'વાયા ને દુનિયાંમાં વગોવાયા. પણ ત્યારે,

૧૪ મૂળમાં **धरते तावदित्यनूर्जिता विपत्तिरभिहिता।** છે. હવે વિચારિયે, તો સ્વામી દુશ્મનના હાથમાં પડ્યા એ ન્હાનીસૂની વિપત્તિ નથી અર્થાત્ તેને **अनूर्जिता** વિશેષણ લગાડાય નહિ. હું તો અસલ પાઠ **अनूदिता** લેઉં છું. એનો ત્રીજો અક્ષર ખવાઇ ગયે કોઇએ **अनूर्जिता.** પાઠ ગોઠવ્યો લાગે છે. અસલ બોલ **अनूदिता** જ છે, તે મૂળમાં ભળી ગયેલી **अभिहिता** ટિપ્પણી કહી આપે છે.

૧૫ મૂળમાં ઉક્તિના બીજા વાક્યના આરંભે વિષાદસૂચક અવ્યય **हन्त भोः** છે. ત્યાં તે અસ્થાને હોવાથી ત્રીજા વાક્યના આરંભમાં મૂકી અર્થ લાચારીના 'થયું' પદથી બતાવ્યો છે.

હાંસુજી, અગમબુદ્ધિ રુમણ્વાન એ વખતે
ક્યાં ગયા 'તા ને સુનંદા [૧૬]હયદળે ક્યાં ગયું 'તું ?

(વસંતતિલકા.)

એ વીર વજ્રવપુ, [૧૭]સિંહ સમાન શૂરા,
સંપી, સજાત, રગિયા નરનાથ કેરા
ફૂટી ગયા, અરિકરે વનમાં ફસ્યા, કે
યુદ્ધે ખપી વિષમ સૌ સ્વરગે વસ્યા કે ? (ज)૪

[ હાંસુજી ]

(વનવેલી.)

એઓ હોત, તો તે. અનરથ ન જ નીપજત.

[ યૌગં૦ ]

એમ કેમ ? ક્યાં ગયા 'તા ? કેમ સાથે ન હતા ?

[ હાંસુજી ]

જી.

તે હું આપને કહું.

[ યૌગં૦ ]

પરાણે શ્વાસ લો છો. બેસો,
ભાઇ, જરા થાક ખાઓ.

---

ज વિષાદ, આવેગ અને શંકાની શબલતા છે.

---

૧૬ મૂળમાં અશુદ્ધ **अश्वारोहणीयं** છે, તે બદલ શુદ્ધ **अश्वीयं** પાઠ કલ્પ્યો છે.

૧૭ મૂળમાં **गुणार्जितं** છે. તે બદલ **गुणोर्जितं** પાઠ યોજી 'સિંહ સમાન શૂરા' એવો તાત્પર્યાર્થ અનુવાદમાં આપ્યો છે.

[હાંસુજી]

જી, બેસું છું.

બેસી શ્વાસ શમતાં] સાંભળિયે,

પ્રધાનજી. મહારાજે પાછલી રાતે મુકામ ઊપાડ્યો; ને ટાંઢે પ્હોર નીલમેઘની સવારી કરી વેણુને ઊતારે [૧૮]જમુના નદી ઓળંગી, કટક ઊતરી રહ્યું તહીં લગી પોતે વેણુ-વનમાં સહજ થોભ્યા. પછી રાજચિહ્ન ખાતે છત્ર એકલું જ રાખી, હાથીઓનાં ટોળાંઓને કબજ કરનારી સેના સાથે રાજાજીએ [૧૯]નાગ-વનમાંની મલ્લિકની કુંજનો મારગ લીધો.

---

૧૮ મૂળમાં **णई णम्मदं तरिअ वेणुवणे कलत्तं आवासिअ** છે. આ પાઠ ભ્રષ્ટ ને અસંગત છે. કૌશાંબીથી અવંતિની સરહદના નાગવને જતાં માર્ગમાં નર્મદા નદી નહિ, પણ યમુના આવે; અને તે તરવી નહિ પણ ઊતરવી પડે. વળી કુંવારા વત્સરાજને વેણુવનમાં **कलत्र** મૂકી જવાનું પણ હોય નહિ. આથી **जमुणं उत्तरिअ वेणुवणे मुहुत्तं आवसिअ** પાઠ કલ્પવો પડ્યો છે. પ્રત **ना यणम्म** પાઠ **जमुणं**નો અવગતિયો પૂર્વજ છે. **उत्तरिअ**નો પહેલો એક અને **मुहुत्तं**ના પહેલા બે અક્ષર ખવાઈ ગયે નવા ભ્રષ્ટ પાઠ ઉદ્‌ભવ્યા લાગે છે.

૧૯ મૂળમાં **मग्गमदअणीए वीहीए णागवणं** છે. તે બદલ **लग्गमल्लिअवीहीअं णागवणं** પાઠ યોજ્યો છે. પહેલો ને છઠ્ઠો અક્ષર ખવાઈ ગયે પાઠ ભ્રષ્ટ થયો જણાય છે.

[ યૌગં૦ ]

પછી ?

[ હાંસુજી ]

તીરવા સૂરજ આકાશમાં ઊંચો આવ્યો, એટલામાં આટલાક જોજન વટાવી દીધા. હવે [20]કુંજ પ્હોંચવાને એક કોસ કાપવો જ બાકી હતો. અહીં અમે રાની હાથીઓનું એક ટોળું જોયું. તેમનાં શરીર [21]જાણે તેલ ચોળ્યું

---

૨૦ મૂળ **मद्दअंधीरपव्वदं**, કલ્પિત **मल्लिअपद्दवि-वीथी** અને **पद्दवि** પર્યાય છે. પ્રસ્તુત અને તેના પૂર્વની ઉક્તિમાં **मद्दअन्ती** તથા વિકૃત **मद्दअणी** શબ્દ જોવામાં આવે છે, તે **मल्लिकाना** પર્યાય **मदयन्ती**નાં પ્રતિરૂપ છે. અસલ **मल्लिअ** ( સં. **मल्लिक=गिरिमल्लिका**=કડાનું ઝાડ ), તેને સ્થાને ભૂલથી **मल्लिआ** ( સં. **मल्लिका**=નવમલ્લિકા, મોતિયો મોગરો ) વંચાઈ તે ઉપરનું **मदयन्ती** ટિપ્પણ મૂળમાં દાખલ થઈ ભ્રષ્ટ પાઠ ઊપજ્યા લાગે છે.

૨૧ મૂળમાં **तडाअपङ्कुक्खित्तं अञ्जणिम्मिदसिलाकम्मं विअं विसमदंसणं दिट्ठं णो णाअजूहं ।** એવો પાઠ છે. અહીં, હાથીઓના શરીરે તળાવનો કાંપ વળગ્યો છે, તે ઉપર કવિએ ઉત્પ્રેક્ષા કરી છે. આ પ્રસંગમાં શાસ્ત્રીજી **शिला** શબ્દે શ્યામ સોમલ સમજે છે. પરંતુ રાતા સોમલ(red arsenic )ને જ **शिला** કે **मनःशिला** ( મનશિળ ) કહે છે. કાળો સોમલ તો થતો જ નથી. કદાચ **सिलाकम्मं** નહિ, પણ **सिणेहकम्मं** પાઠ અભિપ્રેત હોય. હાથીઓ કાળા હોય છે. તેમનાં શરીર તેલ ચોળ્યાથી કાળાંભમાર બની બીહામણાં દેખાય છે. આથી, તળાવનો કાંપ વળગ્યે ઘેરો કાળો રંગ જે

હોય તેમ તળાવના કાંપે ખરડાઈ કાળાં-ભમર દેખાતાં હતાં. તે ટેળું, જોવાના સાથે જેવા તેવાના તો હાજા ગગડી જ જાય, એવું બીહામણું હતું.

[ યૌગં० ]

પછી ?

[ **હાંસુજી** ]

શિકારીની ટુકડીઓ તેને ધારી ધારી જોવા લાગી, તેણે કરી હાથી વ્હેમ ખાઈ ઝટ વ્યૂહબંધ ગોઠવાઈ ગયા. એ વેળાએ એક જણ પગપાળો રાજાજીના પાસે આવ્યો. એ હરામીએ ખરાબી કરી.

[ યૌગં० ]

સ્હેં,

હાંસુજી, હું કહું હવે. એણે એવી ભાળ આપી, કે અહીંથી [22]કોસ પર મલ્લિકની ઝાડી માંહી નવતર હાથી છે. એ સૂંડથી તે પૂંછડાના

---

થાય છે, તેમાં સ્નેહનની ઉત્પ્રેક્ષા કવિએ કરી હોય. આવી સમજથી મેં **तडाअपङ्कखित्तं अद्धा णिम्मिदसिणेहकम्मं विअ विस-मदंसणं दिट्ठं णाअजूहं ।** પાઠ યોજ્યો છે; અને વધારો પડતો णो બોલ તજી દીધો છે.

૨૨ મૂળ **मल्लिकासाल**, કલ્પિત **मल्लिकसाल**; જુઓ ટિપ્પણ ૨૦. ચોથા અંકના બારમા શ્લોકમાં આ જ પાઠ છે.

છેડા સુધી સાવ નીલ રંગનો છે, માત્ર નખ અને દંતુસળ માત્ર. કેમ ભાઇ, એમ જ ને ?

[ હાંસુજી ]

અહોહો[૨૩] ! તમે તો ત્યારે રજે રજ જાણો છો ! આ તો દેખતી જ આંખે ધુળ પડ્યા જેવું થયું.

[ યૌગં૦ ]

દૈવ આડે દેખતી એ આંખે દેખ્યું ન દેખ્યું જ નીવડે છે. કહો, પછી ?

[ હાંસુજી ]

એ લુચ્ચાને રાજાજીએ સો સોનૈયા સરપાવ આપ્યો. પછી પોતે કહ્યું:- ખરૂં છે. એ ઠીક કે' છે. हस्तिशिक्षामां એ[૨૪]નીલ કમળના રંગના ગજેંદ્ર વિશે વાંચેલું છે. એ[૨૫] હાથીનો ધણી, કે' છે, ચક્રવર્તી થાય છે. તે માટે હું એ નીલ હસ્તી વીણાની સહાયતાથી

---

૨૩ મૂળ हं पडिण्णादं खु अय्येण । जागत्ति खु समुप्पण्णो अअं दोसो।; કલ્પિત कहं, परिण्णादं ! अय्ये जागन्तए समुप्पण्णो अअं दोसो ।. શાસ્ત્રીજી પણ पडिण्णादं ને સુધારી परिण्णादं પાઠ કલ્પે છે.

૨૪ મૂળમાં અહીં णाम વધારે છે.

૨૫ મૂળ चक्कवटी हत्थी, કલ્પિત चक्कवट्टिहत्थी. હાથીને ચક્રવર્તી કહેવો ઇષ્ટ નથી. પરંતુ હાથીનો માલીક ચક્રવર્તી થાય એ કહેવું ઇષ્ટ છે. માટે ફેરફાર કર્યો છે.

ઝાલી લાવું છું; ને તમે આ હાથીનું ટોળું નાસી જવા પામે નહિ એમ સાવધાન રૂહેજો.

[ યૌગં૦ ]

અને રમખ્વાને આંખો મીંચી રાજાજીને જવા દીધા ?

[ હાંસુજી ]

ના રે ના, જી. સેનાપતિએ તો મ્હેરબાની ભરી નિધા ખેંચી રાજાજીને વીનતી કરી કે મહારાજ નીલ ગજ તો શું, ઐરાવત આદિ દિશાગજે ગ્રહો, ના નહિં જ. આપશ્રીને સ્હેજ છે એ. પણ આ છે પરભૂમિ. ડગલે ડગલે અહીં જાપતાના વાંધા લીધે જોખમ છે. તેમાં વળી આપણા જે પાડોશી છે, તેમનામાં ખરો ક્ષાત્ર ધર્મ નથી; એટલે કે જાગતા અજાગતાની લાજ નથી. માટે કરી રાજાજીએ એકલાએ જવું ઠીક નથી. આપ સાથે[૨૬] અમે ચાલીશું; ને પાયદળ વાંસે રૂહેશે. તે હાથીના ટોળા માટે બસ છે.

[ યૌગં૦ ]

શું, એ પ્રમાણે સર્વ જનના સમક્ષ

---

૨૬ 'સાથે'ના અર્થનો મર્મ બોલ મૂળમાં છે નહિ; તે સ્પષ્ટતા સારૂ ઉમેર્યો છે.

રુમણ્વાને મહારાજને કહ્યું ? ત્યારે તો [૨૭]મારી ખાતરી થઈ, એઓની દૃઢ સ્વામિભક્તિ વિશે કૈંવતનો અવકાશ નથી.

[ હાંસુજી ]

એમને એ વારે રાજાજીએ સમ દેઈ દેઈ વારી રાખ્યા. પછી નીલમેઘ હાથીએથી ઊતરીને [૨૮]સુપાટલ ઘોડે અસવાર થઈ વીસ પાળા સુભટ જ સંગે લેઈ મહારાજ નીલ ગજના [૨૯]વિજય માટે નીકળી પડયા. એ ટાણે સૂર્ય ભગવાને આકાશમાં લગભગ અર્ધ પંથ કર્યો હતો.

[ યોગં૦ ]

ક્રીડાના કુતૂહળમાં[૩૦] ભૂતકાળનો વૃત્તાંત વત્સરાજ ભૂલી ગયા !

[ હાંસુજી ]

પછી એક નહિ ને બે કોસ વાટ કાપી, ત્યારે અમારાથી સૌ ધનુષ

---

૨૭ મૂળ एवमप्य......मिच्छामि । ततस्ततः।, કલ્પિત एवमस्या......मवगच्छामि ।

૨૮ મૂળમાં અહીં णाम વધારે છે.

૨૯ મૂળમાં विजयाय બોલ આવતી ઉક્તના આરંભે છે. તે આ ઉક્તિનો ભાગ હોવાથી મેં આમાં લીધો છે.

૩૦ મૂળ स्नेहात्, કલ્પિત क्रीडास्नेहात्.

દૂર[31] નીલ ગજ જોયો. એના માથા ઉપર ને આજુબાજુ મલ્લિકની ઘટા લાગી રહી હતી. તેનો[32] અને હાથીના વપુનો વર્ણ મળી જઈ એકશાન નીલરંગી ભોંય બની હતી. [33]તેમાં ઊજળા અંતરિયાળ દંતુસળ ફૂટ્યા હતા. એ નિશાને નીલ ગજ ઓળખાતો હતો.

[ યૌગં૦ ]

એ તો,

હાંસુજી, અમારો કાળ, નીલ ગજ નહિ[34].

[ હાંસુજી ]

તેને

---

૩૧ મૂળમાં **दिट्ठो सो दिव्ववारणपडिच्छन्दो ।** છે. એમાં કહેલી દિવ્ય ગજસાથે નીલ ગજની સરખામણી ચારસેં હાથના અંતરે શક્ય નથી. આથી વધારાના અક્ષરો કાઢી નાંખી **दिट्ठो सो दिवो ।** એવો કલ્પિત પાઠ મેં લીધો છે. પ્રથમ **दिवो** ઉપર કોઈએ લખેલું અર્થપ્રદર્શક **वारण** ટિપ્પણ મૂળમાં ભળ્યું; અને પછી ગમે તેમ અર્થ બંધ બેસાડવા બીજાએ **पडिच्छन्दो** બોલ ઊમેર્યો. એ રીતે ઊકરડો વધ્યો.

૩૨ મૂળ **सवण्णणट्ठणीलदाए** અને **परुब्भासिदेहि,** કલ્પિત **सावण्णपुट्ठणीलदाए** અને **पुब्भासिदेहि.**

૩૩ મૂળ **दन्तजुअलेहि,** કલ્પિત **दन्तमुसलेहि.** ત્રીજો અને ચોથો અક્ષર ખવાઈ પાઠ ભ્રષ્ટ થયો છે.

૩૪ મૂળમાં છેડે **ततस्तत: ।** વધારે છે.

જોઈ રાજાજીએ [૩૫]ઘોડો રાખ્યો; ને ગંધર્વવેદ-ના સમગ્ર દેવતાને નમસ્કાર કરી પોતે વીણા હાથ ધરી છેડી. તે જ પળે ઝાડીમાંથી વાંસે [૩૬]એકાએક મોટી કીકિયારી સંભળાઈ.

[ યૌગં૦ ]

કીકિયારી? એમ! કહો, પછી?

[ હંસુજી ]

[૩૭]એ વિશે અમોએ ચોકસી કરવા માંડી. ત્યાં તો અમારા ઉપર હથિયારબંદ સુભટો સમેત એક સર-દાર ચડી આવ્યો.

---

૩૫ મૂળ **ओदरिअ अस्सादो आअमिअ**, કલ્પિત **अस्सं आअमिअ.**

૩૬ મૂળ **पक्कक्दिणिच्चओ विअ**, કલ્પિત**पक्कपदे पठ्व.** અક્ષર ખવાઈ ગયે પાઠ વિકાર પામ્યો છે.

૩૭ મૂળમાં **तदो कण्ठीरवपरिण्णाणणिमित्तं परिवुत्ता अ वअं। महामत्तोत्तराउहीआहिड्डिदो पच्चुग्गदो सो किदअ-हत्थी।** એવો પાઠ છે. અહીં સામા ધસી આવતા કૃત્રિમ હાથીના પેટમાં સુભટો ભરાયલા કહ્યા છે. ત્યાંથી એ નીકળ્યા ક્યારે ને જૂથમાં ગોઠવાયા ક્યારે? એ સંબંધી આગળ તો એક શબ્દે નથી આવતો. **कण्ठीरव** બોલની પુનરુક્તિ પણ અસહ્ય છે. **परिवुत्ता**નો અર્થ પણ બરાબર લાગુ પડતો નથી. **अ** અવ્યય નકામો છે. આથી હું ક્ષેપક શબ્દોના વગદા છાંટી નાંખી **तप्परिण्णाणणिमित्तं पवुत्ता वअं महामत्तोत्तराउहीपहिं पच्चुग्गदा।** એવો એકવાક્યાત્મક પાઠ જીવાડું છું.

[ યૌગં૦ ]

પછી પછી ?

[ હાંસુજી ]

એ બધાને જોઈ આપણા સમસ્ત શુદ્ધક્ષત્રિય સુભટને તે વારે [38]નામ દેઈ રાજાજીએ પોરસાવી કહ્યું, પ્રદ્યોતનં કારસ્તાન છે આ. ચિંતા નહિ. તમે સઉ મારી વાંસે રહો. હું જ જાળ તારોતાર કરૂં છું ને વેરીઓની વેતરણે વેતરૂં છું. એમ બોલવાની સાથે મહારાજ દુસ્મનના દળ મધ્યે ધસી ગયા.

[ યૌગં૦ ]

[39]બરાબર છે ધસ્યા તે.

(અનુષ્ટુપ.)

ન રણે કંપલાવે તો ઝઝતારો ભુજાબળે
કરે શું વીર ટેકીલો છોભીલો અરિના છળે[40] ? (ज्ञ) ૫

ज्ञ અહીં અમર્ષ અને ઉગ્રતાએ પોષિત ગર્વ સંચારી છે. અલંકાર અપ્રસ્તુતપ્રશંસા.

૩૮ મૂળમાં **णामगोत्तग्गहणेण समस्सासिअ** છે. પરંતુ પ્રસંગ આસનાવાસના કરવાનો નથી, પણ પોરસ ચડાવવાનો છે. વળી **णाम** તે માત્ર **गोत्त**નો અર્થ બતાવનારૂં મૂળમાં ભળી ગયેલું ટિપ્પણ છે. આ સમજથી મેં **गोत्तग्गहणेण समुस्सासिअ** પાઠ લીધો છે.

૩૯ મૂળમાં અહીં **प्रविष्ट इति । अथ या मनु स्थाने ।** છે. એમાં **अथवा** બોલ વધારે છે, તે મેં તજી દીધો છે.

૪૦ મૂળમાં શ્લોક પછી વધારામાં **सततसततः** છે.

[ હાંસુજી ]

(વનવેલી.)

સુપાટલ અશ્વને ખેલાવતા નરેશ રણે રંગભેર રમી રહ્યા[૪૧]. આડા અને અવળા ઘા કરીને એઓએ ખાંડાજંગી જ મચાવી મૂકી. અશ્વ પણ મહારાજશ્રીનું મન વરતીને ફાળ પર ફાળ ભરતો જ ગયો. પણ રિપુ સંખ્યામાં અતિ ઘણા વધારે હતા. તેઓ સાથે લડી લડી આપણા સુભટ સહુ [૪૨]ખપી ગયા. એકલો હું ટક્કર ઝીલી રહીને રાજાજીનું—ના ના—એઓશ્રી [૪૩]પોતાનું રક્ષણ કરતા હતા. એ રીતે અસમ ને અતોલ શ્રમ ઉઠાવીને

૪૧ મૂળમાં **कीलाअमाणो** વિઅ છે. પરંતુ નામધાતુ **क्रीडायते** ઝાઝો વપરાયલો મળી આવતો નથી. એનો અર્થ મૂળ ધાતુ **क्रीडति**થી સારી રીતે સરે છે. આથી **कीलमाणो** પાઠ કલ્પ્યો છે.

૪૨ મૂળ **विसण्णणट्ठमव्वपरिजणो**, કલ્પિત **अवसण्णसव्वपरिजणो**. પહેલો અક્ષર ખવાઈ ગયે **विसण्ण** અને નવમો ખવાઈ ગયે **परिजणो** પાઠ ગોઠવાયા લાગે છે. **णट्ठ** તો **अवसण्ण** ઉપર કોઈકે આપેલું ટિપ્પણ છે, જે લહિયાએ મૂળમાં ભેળવી દીધું છે.

૪૩ મૂળ **मक्किणा**, કલ્પિત **अप्पणा**.

લડતાં લડતાં દાંડો ખૂટી ગયો (ज). રાજાજીના શરીરને હવે થાક દાખવવા લાગ્યો. એવે ઘા ઉપર ઘાને લીધે બેહાલ બનેલો ઘોડો ઢગલો થઈને પડ્યો પૃથિવિએ; અને એના રામ રમી ગયા. પછી લોહીતરણો સૂરજ ધરણીએ ઢળ્યો, તથા મહારાજજી તમર ખાઈ પડ્યા અને એ ગોઝારી વેળાએ બેશુદ્ધ થઈ ગયા.

( યૌગં૦ )

હેં ! બેશુદ્ધ થઈ ગયા[૪૪] ?

[ હાંસુજી ]

[૪૫]એ સ્થિતિમાં એઓશ્રીને દુશ્મનોએ જેર કર્યા. જે જગાએ રાજાજી પડ્યા 'તા, તહીં તરેહવાર બરછટ વેલાઓ ઊગેલા હતા; જે મેં ઓળખ્યા એ નહિ. તે ઊખેડી જાળાંનાં જાળાં જ ખેંચી કાઢી તેથી પામર પુરુષ પેઠ નરનાથને શરીરે બંધ તાણી બાંધ્યા.

ज વીર રસનું ચટકું છે.

૪૪ મૂળમાં અહીં **ततस्ततः** । વધારે છે.

૪૫ મૂળમાં **तद्दो जहासत्तिसंणिहिद०** છે. એમાં **जहासत्ति** બોલ **आसत्तिना** ભાવમાં **संणिहिद**થી ગતાર્થ છે અને **शक्ति**ના ભાવમાં અર્થપોષક ન હોવાથી નકામો છે. આથી મેં એ બોલ કાઢી દીધો છે.

[ યૌગં૦ ]

અરે! રાજાજીને જેર કર્યા!

(શાર્દૂલવિક્રીડિત.)

ફેંકંતા શર જેહ તીરપથથી છેટે[૪૬] કસી ચાપ, ને
દેતા આદર આપને શ્રમ ફળ્યે સાંઈ લઈ આપ, તે
પૂજંતા દ્વિજ, તે ભુજે કટકની સાથે થવા બંધ શા?
શી એ આકૃતિ શુંડ શી, વિપુલ શા વેઢા, વડા સ્કંધ શા?(ટ) ૬

(વનવેલી.)

વારૂ, હાંસુજી, એઓને ક્યારે મૂર્છા વળી?

[ હાંસુજી ]

જાસ્તી

ગુજરી રહી તે પછી.

[ યૌગં૦ ]

ત્યારે તો પ્રભુનો પાડ.
શૌર્ય જેર નથી થયું, શરીર થયું છે. ઠીક,
ઠીક. પછી, કહો, શું થયું?

[ હાંસુજી )

રાજાજીને મૂર્છા વળી[૪૭],

ટ અહીં પર્યાય અલંકાર છે; તે વિષમને ધ્વનિ ઊપજાવે છે.

૪૬ મૂળ चापास्फालिकरस्य, કલ્પિત चापास्फालकरस्य.
૪૭ મૂળમાં અહીં मार्गिं ને पेकखिअ બોલ વધારે છે.

એટલે અનેક પાજી આજુબાજુએથી ધાયા. એક કહે, આણે મારો બાપ માર્યો. બીજો કહે, આણે મારા દીકરાને ઝટકાવી પૂરો કર્યો. ત્રીજો કહે, આણે મારા બાંધવને રેંસી નાંખ્યો. ચોથો કહે, આણે મારા મિત્રના એ પ્રાણ લીધા. એમ ધૂંઆપૂંઆ થઈ એ જે મ્હોએ ફૂંફવાડા મારતા હતા તે મ્હોએ રાજાજીનાં પરાક્રમ વર્ણવતા હતા ( ઠ ).

[ યૌગં૦ ]

પછી પછી?

[ હાંસુજી ]

૪૮તે ઘડીએ એક પાપી મહા અનરથ કરવા તૈયાર થયો. એણે ૪૯અમર્યાદપણે રાજાજીને ઢસડીને

ઠ અસૂયાએ પોષિત ચાપલ સંચારી છે.

૪૮ મૂળમાં **अण्णं च दाणि अच्चाहिदं । एक्को ववसिदो अकय्यं कत्तुं ।** છે. એમાં **अच्चाहिदं** અને **अकय्यं** બોલ પર્યાય જેવા છે; અને **अण्णं च दाणि** અવ્યયો નકામા એક ઉપર એક ખડક્યા જેવા છે. આથી **तदाणिं अच्चाहिदं एक्को ववसिदो कत्तुं ।** એવો સંક્ષિપ્ત પાઠ મેં યોજ્યો છે.

૪૯ મૂળમાં **संखिविअ**ની પૂર્વે **णिकअआरं** પદ છે; તે મેં વાક્યના આરંભે **जो** પછી મૂક્યું છે.

દક્ષિણ દિશા ભણીનૂં માથૂં કર્યૂં. ત્યારપછી રમખાણમાં જે છૂટી જઈને મ્હો અને આંખ ઉપર લબડતાં હતાં તે જીથરાંને એણે ઠીક કર્યાં; ને મિયાનમાંથી તલવાર કાઢી ચપસીને મૂઠ ઝાલી ઝટકાના ઝપાટાની ઝડપ વધારવાને ઘા કરતા પ્હેલાં પગ્રોટ મૂકી (ङ).

[ ચૌગં૦ ]

ભાઇ, જરા રહો, દમ લેઉં. મારો જીવ મૂઝાય છે.

[ હાંસુજી થોડી વાર પછી ]

પણ બધે ખુબ લોહી લોહી થઇ ભોંય તરબોળ બની લપસણૂં થયૂં હતૂં. તે ઉપર આવેશમાં દોડવામાં પગ ખસ્યો, એટલે એ વેગમાં ને વેગમાં ધબાક લેઈ પડ્યો અને મુઓ.

[ ચૌગં૦ ]

હીચકારો પડ્યો અને મુઓ[૫૧]!

ઠીક, ઠીક, એ જ ઘટે.

ङ ક્રોધ સ્થાયી ભાવનૂં નિરૂપણ છે.

૫૦ મૂળ आघावन्तो, કલ્પિત आघाविदो.

૫૧ મૂળમાં અહીં મુદ્દાનો બોલ हृतः ખૂટે છે. તે મેં પૂર્વની ઉક્તિને અનુસરી ઉમેર્યો છે.

(અનુષ્ટુપ્-)

પરચક્ર નિવારે ને ધારે જે વર્ણધર્મ, તે
ભલા ભૂપાળને પાળે અવની ઉગ્ર સંકટે. (ઢ) ૭

[ હાંસુજી ]

(વનવેલી.)

તે તકે પ્રદ્યોતના અમાત્ય શાલંકાયનજી, 'કોઈએ, ખબરદાર, રાજાજીનો વાળે વાંકો કર્યો તો' એ રીતે ફૂડા સાહસથી સરવને વારતા ત્યાં આવી પ્હોંચ્યા. જુદ્ધના આરંભમાં એ રાજાજીના ભાલાના પ્રહારે મુરછિત થઈ ગયા'તા તે આ પળે જ શુદ્ધિમાં આવ્યા હતા.

---

ઢ પૂર્વે એક વાર મહાસેને વત્સદેશ ઉપર મોટા સૈન્યથી ચડાઈ કરી હતી, ત્યારે વત્સરાજે તેને પાછો વાળી દેશનું રક્ષણ કર્યું હતું; એનો પહેલા ચરણમાં નિર્દેશ છે. તે સમયમાં નવા પસરતા બૌદ્ધ અને જૈન સંપ્રદાયો વર્ણભેદ માનતા ન હતા. તે મતનો વત્સરાજ ન હતો, પણ જૂના બ્રાહ્મધર્મનો સંગી હતો; એ બીજા ચરણથી કહ્યું છે. આ બે ચરણો વડે ત્રીજા ચરણના ભૂપાળ પદનું સાભિપ્રાયપણું દર્શાવ્યું છે. ભૂમિ મૈયા સારા રાજાને સંકટમાં બચાવી લે છે એવો ભાવ સંકેતિત હોવાથી અવની શબ્દ પણ હેતુગર્ભિત છે. અહીં કાવ્યલિંગ અને પરિકરાંકુરથી પોષિત અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે; તે હર્ષ સંચારી ભાવને શોભાવે છે. સાભિપ્રાયતા નામે પ્રૌઢિનું આ ઉદાહરણ છે.

[ યૌગં૦ ]

હાં,

પછી પછી ?

[ હાંસુજી ]

એમણે વિનય સાથે રાજાજીને જુહાર કર્યા ને [૫૨]તતક્ષણ બંધ કાપી નાંખ્યા.

[ યૌગં૦ ]

ઓહો, બંધ કાપી નાંખ્યા ! એમ ? શાલંકાયનને ધન્ય છે. રિપુ તે મિત્ર લેખાય એ પણ અહા દશાનો મહિમા ! મારા [૫૩]ભગ્ન હૃદયાને આથી લગારેક ધવા વળી. વારૂ, પછી, હાંસુજી, એ દાના પુરુષે શું કર્યું ?

[ હાંસુજી ]

મહારાજનું એઓએ પેરે પેરે સાંત્વન કર્યું, એમના જખમે મલમપટા લગાવરાવ્યા, અને રાજાજીને સુવા માટે ખાટ મગાવી; શાથી જે એઓશ્રીના સારા શરીરે અસંખ્ય ઝટકા લાગ્યા હતા ને ભારે જફા પ્હોચી હતી, જેને લીધે એમનાથી ઘોડે બેઠું જાય એવું હતું નહિ. પછી ખાટ

૫૨ મૂળ **तत्कालदुलहं**, કલ્પિત **तत्कालं**.

૫૩ મૂળ **व्यसनात्**, કલ્પિત **व्यसनार्त्तं**.

[54]બાંધે લેવરાવીને અમાત્ય મહારાજજીને
ઉજ્જયિની લેઈ ગયા.

[ યૌગં૦ ]

લેઈ ગયા ? હરિહરિ !
બહુ જ અનિષ્ટ થયું. રિપુની મોટામાં મોટી
એ જ મનકામના હતી, તે આજ પૂરી થઈ.
અફસોસ !

(અનુષ્ટુપ.)

ભૂંડેરું અમ એ ભારે, રૂડેરું અરિનું; હહા,
સ્વામી છે સ્વાભિમાની, તે લીધે એ દોહ્યલું મહા ! ૮

(વનવેલી.)

અહાહા ! ભલા ભલાને તરણાની તોલે
લેખનારા રાજાજી છે; તેમનું શું થાશે ?

(માલિની.)

નજર ન કરતા, તે કેમ સામું જ જોશે ?
હુકમ ચલવતા, તે વેણુ શે હીન સ્હેશે ?
અફળ અવર પ્રત્યે રોકશે રોષ કેવા ?

---

૫૪ મૂળમાં **बन्धसअर्ण** ( પાઠાંતર **बन्धणससअर्ण** ) છે. પરંતુ બીજા અંકમાં **स्कन्धवाह्येन शयनीयेन** બોલ વાપર્યા છે. તેને આધારે **खन्धवज्झं सअर्ण** પાઠ યોજ્યો છે. શાસ્ત્રીજી **खन्धसअर्ण** પાઠ કલ્પે છે.

પરવશ [૫૫]**મરશે** એ તર્જને અર્ચને વા.(**ण**)૯

એવે વિજયા મંગળદોરો લેઈને આવે છે.

[ **વિજયા** ] આ મંગળદોરો, પ્રધાનજી.

[ **યૌગં૦** વિચારમાં ને વિચારમાં ] થઈ ચૂક્યૂં !

(આખ્યાનકી.)

સમો ગયો ને મુજ યોજના હા
દૂર્દૈવથી વ્યર્થ થઈ જ હાવાં !
ડંકો દઈ શત્રુ વજ્યે નકામાં
નીરાજના મંગળ અશ્વકેરાં. (**त**) ૧૦

[ **વિજયા** ]

(વનવેલી.)

પ્રધાનજી ! કહું છૂં, આ દોરો આણ્યો.

---

**ण** આ ઉક્તિમાં નિર્વેદ વિષાદ આવેગ વગેરે સંચારી ભાવ મળ્યા છે; તેને અસત્સમુચ્ચય અલંકાર શોભાવે છે.

**त** દૃષ્ટાંત અલંકાર છે; તે વિષાદ સંચારીને દીપાવે છે. લડાઇમાં ઊતરતાં સવારીના ઘોડાની આરતી ઊતારતા, તેને નીરાજના કહેતા હતા, એ વિધિ મંગલકારી મનાતો હતો.

---

૫૫ મૂળ **प्रणिपतति**, કલ્પિત **स निपतति**. અહીં **प्रणिपतन** એટલે પગે પડવૂં નહિ, પણ **निपात** એટલે મરી જવૂં અભિપ્રેત છે. માટે ફેરફાર કર્યો છે.

[ યૌગં૦ ]

રાખ.

[ વિજયા ]

જી, માજીસાહેબને શું કહું ?

[ યૌગં૦ વિચારમાં ]

આ[56]–

[ વિજયા ]

શું વારૂ ?

[ યૌગં૦ વિચારમાં ને વિચારમાં ]

આ

[ વિજયા જરા ગભરાટથી ]

જી, કહો આ શું તે.

[ યૌગં૦ નિર્ણય ઉપર આવી ]

[57]કહ્યા વિના નહિ ચાલે. તો કહું જ.

---

૫૬ મૂળમાં **विजये एवमेतत्** । છે. અહીં વસ્તુસ્થિતિ વિચારવા જેવી છે. પૂર્વેની ઉક્તિમાં પ્રતીહારી સ્હેજે પૂછે છે, કે મંગળદોરા બાબત રાજમાતાને કંઇ કહાવવું છે ? તે ઉપરથી રાજાજી પકડાયાના સમાચાર કહાવવાનું પ્રધાનનાં મનમાં આવે છે. પરંતુ એ માઠો બનાવ જાહેર કરવો કે દાબી રાખવો તે વિશે એના મનમાં ઘડભાંગ થાય છે; જુઓ આના પછીની યૌગંધરાયણની બે ત્રણ ઉક્તિઓ. આ હકીકત ધ્યાનમાં લેઈ મેં પછીની ઉક્તિના **इदम्** પદના પૂર્વધ્વનિરૂપ **एतत्** પાઠ અહીં કબૂલ રાખી તેના પહેલાંના બે બોલ તજી દીધા છે. ગલાંતલાં સાથે **एतत्** અને **इदम्** બોલ પ્રધાનના સંકલ્પવિકલ્પ સૂચવે છે.

૫૭ મૂળમાં **अथवा नैतच्छक्यं परिहर्तुम् । निवेद्-यिष्याम्यत्रभवत्यै । विजये स्थिरीक्रियतामात्मा । ( कर्णे )**

જો, વિજયા, હૃદય કઠણ રાખજે ને માજી-
સાહેબને જણાવજે કે રાજાજી દુશ્મનના
હાથમાં પડ્યા છે. –

[ વિજયા ]

૫૮હાય હાય રે, ગજબ થયો !

[ યૌગં૦ ]

વિજયા, વિજયા થજે. જોજે, હો; તું હૈયું હારી
ના જતી. જા (थ).

[ વિજયા ]

આ જાઉં હું અભાગણી. [જવા માંડે છે.]

---

थ અર્થાંતરસંક્રમિતવાચ્ય ધ્વનિ છે. 'વિજયા' બોલમાં 'સંકટ ઉપર વિજય મેળવનાર' એવો અર્થ સ્ફુરે છે. તે કાવ્યલિંગ અલંકારનું અંગ છે.

---

एवमिव । એ રીતે પાઠ છે. અહીં પૂર્વની ટિપ્પણીમાં જણાવ્યા પ્રમાણે સંકલ્પવિકલ્પથી અધૂરૂં મૂકેલું વાક્ય નિર્ણયના શબ્દોથી પૂરૂં કરી યૌગંધરાયણ રાજા પકડાયાના સમાચાર કહાવે છે. એ સમાચાર હંસુજી જ લાવ્યા હતા; એટલે એમનાથી છાના રાખવાના છે નહિ. અર્થાત્ સંદેશો કાનમાં કહેવાનું કંઇ કારણ નથી. એ બધું ધ્યાનમાં રાખી नः शक्यं परिहर्तुम् । तद् भणामि। विजये स्थिरीक्रियतामात्मा । निवेद्य चात्रभवत्यै गृहीतः स्वामीति । આવો પાઠ યોજ્યો છે. गृहीतः स्वामीति બોલ એકાંતરે આવનારી યૌગંધરાયણની ઉક્તિમાં ભળી ગયેલા ત્યાંથી તારવી આણ્યા છે.

૫૮ મૂળ हं (પાઠાંતર हा) ।, કલ્પિત हा हा महा ।. રાજાજી પકડાયાના સમાચાર રાજમાતાને પ્હોંચે છે, ત્યારે રણવાસની સ્ત્રીઓના મુખમાંથી આ જ ઉદ્ગાર નીકળે છે.

[ યૌગં૦ ]

જો, વિજયા

આ[૫૯] માઠી ખબર માજીસાહેબને એકદમ કહી ન નાંખીશ. મૂળે માતુશ્રીનું હૈયું બહુ વ્હાલસોયું, માટે કરી બહુ પોચું હોય છે, હો. સાચવજે.

[ વિજયા ]

અફસોસ! આ વાત શી રીતે કહેવી ?

[ યૌગં૦ ]

સાંભળ ને સમજી લે.

(શાલિની.)

ઘાંટી ભારે ભો ભરેલી સુણાવી
આશા નાસી છૂટવાની તજાવી
મારૂં થાવૂં ચિત્ત માંહે ઠસાવી
બંધાયાની વાત દેજે જણાવી. (द) ૧૧

द શત્રુકૃત અંતરામણ, અંતરામણમાંથી નાશી છૂટવાની નિરાશા અને તેમાંથી ઘડીએ ને પલકે મરણના સમાચાર સાંભળવાનો જ સંભવ ઊપજાવી ઉત્તરોત્તર અનિષ્ટનો ઉપચય કરવાનૂં બતાવ્યૂં છે. તે પછી મરણ નથી પામ્યા પણ વત્સરાજ કેદ પકડાયા છે એમ કહેવાનૂં કહ્યૂં છે. એ રીતે સૂળીનૂં સોયે ગયાનો ધ્વનિ પ્રગટાવવાનો અહીં વિજયાને પ્રધાનનો ઉપદેશ છે.

૫૯ મૂળમાં અહીં **गृहीतः स्वामीति** એટલા બોલ વધારે છે. વાસ્તવિક રીતે એ ટિપ્પણી ૫૭ વાળી ઉક્તિનો ભાગ છે. અક્ષરો

[**વિજયા**] જી, હું એ રીતે કરીશ[૬૦]. [ જાય છે. ]

[ **યોગં૦** ] વારૂ, હાંસુજી,

(વનવેલી.)

તમે ત્યારે મહારાજ જોડે કેમ ના ગયા ?

[ **હાંસુજી** ]

જી,

જીવતર સારથક કરવાના કોડમાં હું
જોડે જતો હતો તેવે સેનાપતિએ [૬૧]કહ્યું, કે
જાઓ, તમે આ ખબર કૌશાંબી પ્હોચાડો.

[ **યોગં૦ સ્વગત** ]

અરે

આ તે શું અમાત્યે 'સાથ[૬૨] ભલો નહિ' કરી સાચા

---

ખવાઈ કે પડી જવાથી આધાપાછા લખેલા હશે. તે નકલ કરનારની ભૂલથી જ્યાં જરૂર નથી ત્યાં ગોઠવાયા; અને તેમની જગા મૂળ ઉક્તિમાં ક્ષેપકભૂત ( **कर्णे** ) **एवमिव** । બોલે લીધા.

૬૦ મૂળ **घत्तिस्सं** ।, કલ્પિત **अणुवत्तिस्सं** ।

૬૧ મૂળ **णिउत्तो**, કલ્પિત **उत्तो**.

૬૨ મૂળમાં **निराशमनुसारं कर्तुकामः उताहो** છે તેનો અર્થ બરાબર બેસતો નથી. વળી પક્ષાંતરવાચક **उताहो** બીજા વાક્યને આરંભે જોઇયે, અહીં નહિ. આથી **निरनुसारं कर्तुकामः** પાઠ લેઈ **उताहो** અવ્યય હું **परिहरति** । પછી **स स्वकं** વગેરેના આરંભે યોજું છું.

સેવકનો સંગ ટાળ્યો, કે [૬૩]દૂતેહે ફ્રીી જઈ પરાક્રમ ગજવ્યું, કે પછી સઉ સમે સમું ઊતરતાં ઉપરની [૬૪]મીઠાશ જણાતી? કશી ગડ નથી બેસતી. શું સમજવું? (ઘ)

[ પ્રગટ ]

વારુ, મહારાજે કંઇ કહ્યું કે?

[ હાંસુજી ]

હું પ્રદક્ષિણા કરી રજા લેતો હતો, તે વેળાએ [૬૫]ગળા સુધી બોલ આવી રાજાજીના ઓઠ હાલ્યા; અને ઝળઝળિયાંએ ભીની આંખે પોતે કહ્યું:–'જોગંધ [ખંચાય છે.]'

[ યોગં૦ ]

ખંચાઓ નહિ, હાંસુજી, કહો. એ તમે રાજાજીના બોલેલા જ બોલ બોલો છો.

ઘ વિતર્ક નામે સંચારી ભાવ છે.

૬૩ મૂળમાં અહીં हंसक: । अह इं । એટલી ઉક્તિ વધારે છે. એને યોગંધરાયણની સ્વગત ઉક્તિની વચમાં સ્થાન નથી. આથી મેં તે તજી દીધી છે.

૬૪ મૂળ भवति; કલ્પિત ब्रवीति: પહેલા બે અક્ષર ખવાઈ ગએ ભ્રષ્ટ પાઠ ઉદ્‌ભવ્યો છે.

૬૫ મૂળ बहुकं संदट्ठुकामेण त्रिअ, કલ્પિત संदेट्ठुकामेण

[ હાંસુજી ]

'જોગંધરાયણને મળવૂં'

[ યૌગં૦ ]

[66]શૂં ?

બીજા મંત્રી મૂકીને મને યૌગંધરાયણને મળવા શ્રીસુખે કહ્યૂં ?

[ હાંસુજી ]

હા, જી.

[ યૌગં૦ ]

મહારાજે મને

[67]ગુણ કર્યાં છે ને તેનો ઋણિયો હૂં મટ્યો નથી. એમનૂં મેં અન્ન ખાધું છે અને તે મેં પ્રમાણ કર્યૂં નથી. એઓશ્રી એ મારો મોભો વધાર્યો છે અને તેનો બદલો મેં વાળ્યો નથી. તેમ છતાં મહારાજ ફરમાવે છે, ' યોગંધરાયણને મળવૂં' ? ( न )

---

न અહીં સ્થાયી ઉત્સાહને વિભાવના અલંકાર દીપાવે છે.

---

૬૬ મૂળમાં અહીં मा तावत् । વધારે છે.

૬૭ મૂળમાં तेन हि अनर्हप्रतिक्रियम् છે. એમાંના तेन हि બોલ યોગંધરાયણની આવતી ઉક્તિના છે; આ ઉક્તિમાં તે નકામા છે. વળી प्रतिक्रिया બોલ સાકાંક્ષ છે. શાની प्रतिक्रिया તે કહેવૂં જોઇએ. આથી મેં अनर्हप्रतिक्रियम् પાઠ લીધો છે; અને तेन हि બોલ યોગંધરાયણની આગામી ઉક્તિના આરંભે મૂક્યા છે.

[ હાંસુજી ]

જી, એમ જ છે, એમ જ છે.

[ યૌગં૦ ]

એમ ? ત્યારે
માંરામાં જે દૈવત[૬૮] છે, તે હું પણ દેખાડીશ.

અને

( માલિની. )

રળીશ જશ જયે એ મત્ત વેરી છળીને,
નિજ નગર નકી એ નાથ જોશે વળીને;
મરીશ રિપુપુરે કે બંધને કે વને કે
લડી સડી રડી ત્યાંસે પેખશે સ્વર્ગથી તે[૬૯]. (प)૧૨

प પર્યાય અલંકાર ઉત્સાહને શોભાવે છે.

૬૮ મૂળમાં **पुरुषान्तरितं मां द्रक्ष्यति स्वामी ।** છે. એમાં સંયોજક ખૂટે છે. વળી આગામી શ્લોકમાં **नृपं** ને ઠેકાણે **नृपः** અને **पार्श्वतः** ને ઠેકાણે **द्रक्ष्यति** મૂકતાં ગદ્ય ભાગના **द्रक्ष्यति स्वामी** બોલ નકામા થાય છે. આથી **तेन हि** [illegible] ( =**संजाता-साधारणपौरुषं** ) **माम** એવો કલ્પિત પાઠ આગામી શ્લોક સાથે સંબંધ ધરાવતો મેં લીધો છે.

૬૯ મૂળ **नृपं तं......पार्श्वतः श्लाघनीयम्**, કલ્પિત **नृपस्तं द्रक्ष्यति श्लाघनीयम्**. મૂળના પહેલા ચરણમાં **रिपुनृप** કહેલ છે, તેને માટે **नृपं** બોલથી પુનરુક્તિ કરવાનું કારણ નથી, **तं** સર્વનામ બસ છે. આથી **नृपं** ને બદલે **नृपः** પાઠ કલ્પ્યો છે. એ પાઠથી ગદ્ય ભાગનો **स्वामी** બોલ નકામો થાય છે, તે ગઈ ટિપ્પણીમાં કહ્યા મુજબ તજી દીધો છે; ને **द्रक्ष्यति** ક્રિયાપદ અર્થની સરળતા સારૂ શ્લોકમાં જ **पार्श्वतः** ને બદલે ગોઠવ્યું છે.

[ પડદા પાછળ ] હાય રે ! ગજબ થયો !

[ યૌગં૦ ] હરિહરિ !

(અનુષ્ટુપ.)

દાખે આ એમની રીતે ત્રિયા, કે [૭૦]અનિવાર્ય છે
શોક સંકટકેરો ને નિર્વીર્ય મંત્રિવર્ય છે ! (फ)૧૩

એવે રાજમાતા તરફથી વિજયા ઉતાવળી પ્રવેશ કરે છે.

[ વિજયા ] જી, માજીસાહેબ

[ યૌગં ] શું, શું ?

[ વિજયા ] કહાવે છે, –

[ યૌગં૦ ] [૭૧]શું ફરમાવે છે ?

[ વિજયા ]

(વનવેલી.)

[૭૨]તમ જેવા જેના મિત્ર છે, તે વત્સરાજને આ
આપત્તિ જ આવી પડવી ન હોય. તેમ છતાં

फ વ્રીડા સંચારી ઉત્સાહનું પોષણ કરે છે. અલંકાર કાવ્યલિંગ.

૭૦ મૂળ शोकप्रतिकारो, કલ્પિત शोकोऽप्रतीकारो. ઉત્તરાર્ધમાં અમાત્યોના અસામર્થ્યનો આક્ષેપ છે. તેથી શોકના પ્રતીકારનો અભાવ કહેવો ઇષ્ટ છે.

૭૧ મૂળ किमिति ।, કલ્પિત किमाज्ञापयति ।.

૭૨ મૂળ एवंविहस्स सुहिज्जणेण परिगिहीदस्स वच्छराअस्स अअं वुत्तन्तो । किं सक्कं कत्तुं अन्तरेण विहाणं ।

આવી પડી, તો તે ટાળવાને મિત્રજનને હું આદરથી વીનવું છું. તમે વત્સના પ્રથમ મિત્ર છો અને પછી અમાત્ય. તમે મૂઝવણે[73] હૈયૂં હાથ રાખનારા, સંકટની ઝુંવાળમાં સામે પૂરે તરનારા, કાવાદાવામાં સાંમાને છક્કડ ખવાડનારા, ને રણમાં સિંહના એ શ્રવણ ચિમોળનારા [74]તેવા પાછા શાણા એ છો. દીકરાને, દીકરા, તમે છોડાવી લાવશો.

[ યૌગં० ]

અહો, માજીસાહેબનાં રાજવંશી વચનમાં કેવૂં ધૈર્ય છે ને કેવૂં પ્રૌઢપણૂં પ્રકાશે છે !

---

ता संमाणिअ सुहिज्जणं समत्थिअदु ।, કલ્પિત एवंविहेण सुहिज्जणेण परिगिहीदस्स वच्छराअस्स अअं वुत्तन्तो किं सक्कं कत्तुं । अन्तरेण विहाणं संमाणिअ सुहिज्जणो समभ्भत्थीअदि ।. મિત્રને ઉશ્કેરવાને રાજમાતાનાં વચન છે, એવૂં સમજી ઉપરનો ફેરફાર કર્યો છે.

૭૩ મૂળમાં ક્રિયાનો નિર્દ્દેશ નિષેધાત્મક છે. તે બદલ તાત્પર્યથે લેઈ અનુવાદમાં વિધ્યાત્મક નિર્દ્દેશ કર્યો છે.

૭૪ મૂળમાં सो खु बुद्धिमन्तो पुच्छिज्जइ पढमं एव्व मे वच्छस्स वअस्सो पच्छा अमच्चो आणेदु मे पुत्तअं पुत्तओ । છે. અહીં सो, बुद्धिमन्तो, वअस्सो अमच्चो અને पुत्तओ એ સર્વે બોલનૂં સામાનાધિકરણ્ય છે. વાક્યમાં એ ક્રિયાનાથ છે અને आणेदु ક્રિયા છે. એમાં વચ્ચે આવનાર ક્રિયાપદ पुच्छिज्जइ વધારા પડતૂં છે. માટે તે મેં વજી દીધૂં છે.

એઓ કેવો મારો ભાર વધારે છે! માતુશ્રીના
મારા પ્રત્યે ભાવને હું ભાવથી વધાવી લેઉં.
પાણી લાવ તો, વિજયા!

[ **વિજયા** પાણી હાજર કરતી ]

જી, આ પાણી પ્રધાનજી!

[ **યૌગં૦** હાથેળીમાં પાણી લેઈ ]

માજીસાહેબે શું કહ્યું, વિજયા?

[ **વિજયા** ]

'દીકરાને, દીકરા, તમે છોડાવી લાવશો.'

[ **યૌગં૦** ]

વત્સરાજે શું કહ્યું'તું, હાંસુજી?

[ **હાંસુજી** ]

જી, 'જોગંધરાયણને મળવું'.

[ **યૌગં૦** જળ મૂકતાં ]

કે'જો[૭૫] માજીસાહેબને, વિજયા,
હું પ્રતિજ્ઞા લેઉં છું, કે

(અનુષ્ટુપ.)

મૂકાવું[૭૬] નહિ રાજાને જો હું મંત્રપરાયણ
રિપુરાહુથકી, તો હું નહિ યૌગંધરાયણ. (ब)૧૪

---

ब શ્લેષપોષિત રૂપક અલંકાર છે.

---

૭૫ મૂળમાં विजये પછી ब्रूहि तत्रभवतीम् છે નહિ; તે જરૂરનું હોવાથી મેં ઉમેરી લીધું છે.

૭૬ મૂળમાં यदि शत्रुबलग्रस्तो राहुणा चन्द्रमा इव ।

[ **વિજયા** ] બહુ સારૂ, જી. [ જાય છે. ]

એવે ઉતાવળો નમુંડો પ્રવેશ કરે છે.

[ **નમુંડો** ]

( વનવેલી. )

ભોજનશાળામાં એક કૌતક થયૂં, જી. આજે
શાંતિકર્મમાં વરેલા બ્રાહ્મણો જમતા હતા,
તે સમે ત્યાં, કે' છે, કોઇ ભૂદેવે ઉન્મત્ત વેષે
દરસન દીધાં અને ઋષિઓના સામું જોઈ
મોટેથી હસીને કહ્યું:-'અહો દેવતાઓ ! સુખે
આરોગો. સોનાનો સૂર્ય દરબારમાં[૭૭] ઊગ્યો છે.'(મ)
એવૂં કહીને એ ત્યાં ને ત્યાં અલોપ થઈ ગયા !

[ **યૌગં૦** ]

ખરેખાત ?

એવે હાથમાં કંઇક લઈને એક બ્રાહ્મણ પ્રવેશ કરે છે.

---

**મ** અહીં આવી પડેલી આપત્તિમાંથી વત્સરાજના ભાવી ઉદયનો ધ્વનિ છે. અલંકાર અતિશયોક્તિ.

---

અને **यदि शत्रुबलग्रस्तं राहुणा चन्द्रमिव** એવો પાઠ છે. પહેલાનો ઉત્તરાર્ધ સાથે સંતોષકારક અન્વય થતો નથી. બીજામાં છંદોભંગ થાય છે. આથી મેં **यदि तं शत्रुणा ग्रस्तं राहुणेव बलाद्दम् ।** એવો પાઠ યોજ્યો છે. ઉત્તરાર્ધના **राजानं** પદમાં ચંદ્રનો શ્લેષ સમાયલો હોવાથી પૂર્વાર્ધમાં ચંદ્રવાચક પદની જરૂર નથી.

૭૭ મૂળમાં **भविस्सदि** વધારે છે.

[ બ્રાહ્મણ ]

પ્રધાનજી ! વ્યાસ ભગવાન હાલ ઉન્મત્તના વેષમાં પધાર્યા હતા. [૭૮]તે આ વસ્ત્ર કંઇક કારણ સર મૂકતા ગયા છે.

[ યૌગં૦ ]

એઓ

વ્યાસ ભગવાન પોતે હતા? તમે ઓળખ્યા ?

[ બ્રાહ્મણ ]

જી,

મહર્ષિ પોતે જ હતા.

[ યૌગં૦ ]

વસ્ત્ર જોઉં.

[ બ્રાહ્મણ ]

જી, આ જુઓ.

[પહોળાં કરી બતાવે છે.]

[ યૌગં૦ સ્વગત ]

ઠીક,[૭૯] ઠીક. ઘાટ બેઠો. આ વેષમાં મહારાજ

---

૭૮ **परिगृहीताः** વધારે છે. **एभिः प्रच्छादितशरीरः** બોલથી તે ગતાર્થ હોવાથી મેં તજી દીધો છે.

૭૯ મૂળ **कथमन्यद्रूपमिव मे संवृत्तम्** । **हन्त भो.**, કલ્પિત **अनुरूपमिव मे संवृत्तम्** ।. આ ઉક્તિના ગદ્યભાગને છેડે મૂળમાં **उत्सृष्टाः** છે; તે બદલ મેં **उत्सृष्टः** પાઠ યોજ્યો છે. કેમકે શ્લોકમાં **वेषः** સાથે હું તેનો અન્વય કરું છું.

મળ્યા સમજું છું. વસ્ત્ર મૂકી જઈ લાવવાને
માર્ગ સુઝાડયો.

( અનુષ્ટુપ. )

મહર્ષિની પ્રસાદીના વેષે ઉન્મત્તના ખરે
છાના રહી શકાશે ને છોડાવાશે નરેશ્વરે. (પ) ૧૫

એવે રાજમાતા તરફથી ફરી વિજયા આવે છે.

[ વિજયા ]

( વનવેલી )

જી, માજીસાહેબ કે' છે, 'ભાઇ! જરા મળી જાઓ,'

[ યૌગં૦ ]

આ૮૦ આવું છું. ભૂદેવ! આ વ્યાસ ભગવાનની પ્ર·
સાદી લેઈ તમે શાંતિગૃહમાં, હું પાછો આવું,
તેટલો સમય જરા થોભજો.

[ બ્રાહ્મણ ]

જી બહુ સારૂં.

[જાય છે.]

[ યૌગં૦ ]

ને હાંસુજી! તમે પણ ઊતારે સિધાવો. કાં કે
તમારે વિશ્રામની જરૂર છે.

મ સમાધિ અલંકારનો ધ્વનિ છે.

૮૦ મૂળ अयमयम्, કલ્પિત अयमहम्.

[ હાંસુજી ]

રજા લઉં છું.

જાય છે. ]

[ યૌગં૦ ]

હવે માજીસાહેબની હજુરમાં ઝટ ચાલો.

[ વિજયા ]

પધારિયે, પ્રધાનજી.

[ યૌગં૦ ]

( શાલિની )

આણે પાણી ભૂમિ ખોદી ખણીને;
કાઠીમાંથી અગ્નિ કાઢે મથીને;
ઉત્સાહે શો અર્થ સાધ્યો ન જાયે ?
ખેડયાં ખંતે સૌ ફળે કાર્ય રાહે. (ય) ૧૬

બંને જાય છે.

---

ય અર્થાતરન્યાસ અને અપ્રસ્તુતપ્રશંસા અલંકારનો સંકર. અરણિકાષ્ઠો પૈકી અધરા અરણિ શમીના અને ઉત્તરા અશ્વત્થના લાકડાની બને છે. એ ઇમારતી લાકડાં નથી; તેથી અહીં તેને માટે કાઠી બોલ વાપર્યો છે.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## વિષ્કંભક ૧.

સ્થળ ઉજ્જયિનીનો રાજમહેલ.

કંચુકી બાદરાયણ પ્રવેશ કરે છે.

[બાદ૦]

(વનવેલી.)

અરે અભુ! દ્વારપાળને કહે કે કાશીથી જે રાજપુરોહિત આર્ય જૈવંતિ પધારેલા છે, તેઓ કાશી નરેશનૂં માગૂં લાવેલા છે. માટે એમનો સત્કાર [૮૧]મનમાનતી રીતે કરવો; એમને સંપૂર્ણ સગવડવાળા ઊતારામાં ઊતારવા; અને એઓ ખુશ ખુશ થઈ જાય એવી ઊંચા પ્રકારની સરભરા રાખવી. જા ઝટ. કે'જે, ખુદ મહારાજશ્રીની આજ્ઞા છે.

[સ્વગત] અહા, આવાં સારાં સારાં રાજકુળ તરફથી કુંવરીનાં માગાં પર માગાં આવે છે, ને મહા-

---

૮૧ મૂળમાં **सामान्यकृतसत्कारं पृष्ठतः कृत्वा** છે. એનો અર્થ પરાણે બંધ બેસે છે ને તે પણ નિર્દોષ નથી. આથી **संमान्य कृतसत्कारं कृत्वा पृष्ठतः** એવો કલ્પિત પાઠ લીધો છે.

રાજા કેમ કોઈને હા નથી કહેતા ? [૮૨]કદાચિત આમ હોય.

(આખ્યાનકી.)

માગું ખપંતા નૃપનું ન આવે,
તેની જુએ ભૂપતિ વાટ ભાવે;
નાણી ન નાણે ગુણજાણ જોણે
બીજા વરોના ગરવા ગુણોને (२) ૧

---

२ અહીં અવહિત્થ નામે સંચારી ભાવ છે. અનુમાન અલંકાર.

---

૮૨ મૂળમાં અહીં **अथ वा दैवमत्र कन्याप्रदानेऽधिकृतम् । कुतः । व्यक्तं न तावत् समुपैति तस्य** ( પાઠાંતર **दूतो**) **दूतो** ( પાઠાંતર **राज्ञो** ) **वधूत्वेऽविहितोऽपि यस्य ।** વગેરે છે. એના ગદ્યભાગમાં દૈવ દોરશે તેમ રાજા દોરાશે એવો ભાવ છે; અને પદ્યભાગમાં બુદ્ધિપૂર્વક રાજા મનગમતા વર સાથે વિવાહનો ઘાટ બેસાડવાની વાટ જુએ છે એવો ભાવ છે. આ ગોટાળો દૂર કરવા અને બીજા અંકની ઉક્તિ ૫-૮ સાથે સંગતિ જાળવવા **अथ वा दैवम्—न तस्य राज्ञः समुपैति दूतः कन्या वधूत्वे विहिता हि यस्य ।** પાઠ કલ્પી મેં ગદ્યભાગને પદ્યભાગ સાથે અન્વયથી જોડી દીધો છે. ખવાઈ ગયેલા કે લખવા રહી ગયેલા બોલ અન્યત્ર કોરા ભાગમાં ટાંકયા હશે, તે પાછળથી પંક્તિમાં આઘાપાછા ગોઠવાયાથી પાઠ ભ્રષ્ટ થયો જણાય છે.

(વનવેલી.)

અહો ! રણુવાસવાસી અનુચર આઘાપાછા થાય છે, તે ઉપરથી હઝુરસવારી આમ આવતી જણાય છે. ૮૩ઓ મહારાજ ઝળક્યા એ.

(વસંતતિલકા.)

આ હેમ તાલવનથી અવનીશ આવે,
જેને શરપ્રભવની ઉપમા સુહાવે.
બે બાહુએ કનકનાં વલયો વડાં છે,
દૂર્વા સમાં રુચિર લીલમ જ્યાં જડ્યાં છે. (લ) ૨

એમને હું મળૂં.

જાય છે.

---

લ પૂર્વાર્ધમાં પરિકરાંકુરથી પોષિત ઉપમા અલંકાર છે; તેની અને ઉત્તરાર્ધની ઉપમાની અહીં સંસૃષ્ટિ છે. તે સ્થાયી રતિને દીપાવે છે.

---

૮૩ મૂળમાં અહીં બીજી વારનો વધારો પડતો અર્થ અન્વય છે. આગળ શ્લોકમાં प्रदीप्रैः અને परिणाहितांसः પાઠ કલ્પ્યા છે. મૂળમાં प्रदीपैः અને परिणीहितासः છે. प्रदीप्रैः પાઠાંતર શાસ્ત્રીજી પણ કલ્પે છે.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## અંક ૨.

સ્થળ ઉજ્જયિનીનો રાજમહેલ.

પરિજન સમેત રાજા મહાસેન અને કંચુકી બાદરાયણ પ્રવેશ કરે છે.

[ મહા૦ સ્વગત ]

(માલિની.)

મમ હયદળ કેરો રેણુ છાઈ રહે, તે
અવર નૃપતિ જોડી હાથ માથે વહે છે;
પણ નવ લવ લેખે હસ્તિશિક્ષામદે જે
ઉદયન ગુણશાળી, ચિત્ત ખૂંચે મને તે. (ગ) ૧

[ પ્રગટ ]

(વનવેલી.)

અરે બાદરાયણ !

[ બાદ૦ ]

જી મહારાજ !

[ મહા૦ ]

કેમ આર્યે
જૈવંતિના ભિતારાનો બંદોબસ્ત કર્યો ?

---

ગ પર્યાયોક્ત અને કાવ્યલિંગની સંસૃષ્ટિ છે. અસૂયા સંચારી છે.

[ બાદ૦ ]

હા, જી.

કર્યો, અને અવંતિને શોભે એવા સત્કારની ગોઠવણ કરી દીધી.

[ મહા૦ ]

ઠીક કર્યું, જેને રાજવંશીની પ્રતિષ્ઠા વ્હાલી હોય, તેણે ઘેર આવનારનો સત્કાર સારો કરવો એ ઉચિત છે. [84]તેમાં એ કન્યાનું માગું જેને કરવામાં આવે તેણે તો સામાની ખુશ થાય એવી સરભરા ઉત્તમ પ્રકારે કરવી ઘટે છે. આ સંબંધે તમે કાંઇ કે'પા માગતા હો એમ જણાય છે. કેમ, બાદરાયણ, શું કહેવું છે ?

[ બાદ૦ ]

કાંઇ નહિ,

મહારાજના વિચાર યોગ્ય છે એ.[85]

---

૮૪ મૂળ **सर्वोऽपि कन्यादानं प्रति पृष्टश्चेत् परच्छन्देन तिष्ठति ।**; કલ્પિત **सर्वोऽपि कन्यादानं प्रति पृष्टश्च परच्छन्दने तिष्ठति ।**.

૮૫ મૂળમાં **कन्याप्रदानं प्रति समुत्पन्नोऽभिमर्शः ।** છે. પરંતુ 'કન્કાપ્રદાન સંબંધી મારા મનમાં વિચાર આવ્યો ' એમ જો કંચુકીએ કહ્યું હોય, તો તો **अलमलं परिहृत्य ।** વગેરે કહેવાનું રાજાને રહે જ નહિ. આથી મેં **समुपपन्नोऽभिमर्शः ।** એવો પાઠ લીધો છે.

[ મહા૦ ]

કહો, કહો;

છૂપાવો નહિ. અમારે આ જ પીડા છે. સઉ એ રાજાના આગળ વાત ઊડાવવાનું કરે છે.

[ બાદ૦ ]

મહારાજ! વિશેષમાં કે'વા કરતો હતો, કે અહા! આવાં સારાં સારાં રાજકુળ તરફથી વસુબાનાં માગાં પર માગાં આવે છે ને મહારાજ કેમ કોઈને હા નથી કે'તા?

[ મહા૦ ]

કંચુકીજી!

તમને હું સમજાવું? જુવો ત્યારે.

•(શિખરિણી.)

રુદે[૮૬] હીસે એવું કુળ પ્રથમ વિખ્યાત વરનું,
પ્રજા રીઝે એવું મધુરપણુ પૂંઠે પ્રકૃતિનું,
ડરે સ્ત્રી સૌ એવું મનહર પછી રૂપ વપુનું,
ડરે વેરી એવું અતુળ વળતી હું બળ વરૂં.(ज्ञ) ૨

ज्ञ અપ્રસ્તુતપ્રશંસા અલંકાર.

૮૬ મૂળ શ્લોકનાં ચારે ચરણમાં કંઇ ને કંઇ ભાગ ભ્રષ્ટ છે. પહેલા ચરણમાં **अभिकाङ्क्षे हि**, બીજામાં **सानुक्रोशां**, ત્રીજામાં **रूपे कान्ति** અને ચોથામાં **वीर्योद्ग्रं** તથા **युवतयः** છે, તે સુધારી લેઈ મેં અનુક્રમે **अभिकाङ्क्षामि**, **सानुक्रोश्यं**, **रूपं कान्तं** અને **वीर्योद्ग्र्यं** તથા **प्रकृतयः** પાઠ કલ્પ્યા છે. પહેલો અને છેલ્લો ભ્રષ્ટ પાઠ અક્ષર ખવાઈ ગયે ઊપજેલ છે.

[ અા૦ ]

(વનવેલી.)

મહારાજ વતરેક એવો કોઇ જોતો નથી
કે જેનામાં એ બધા એ ગુણ હોય.

[ મહા૦ ]

માટે તો વિચાર કરવો પડે છે.

(અનુષ્ટુપ.)

માબાપે[૮૭] ગુણસંપન્ન વર જોવો સુયત્નથી;
કન્યાના ભાગ્યની વાત અન્ય તોઃ અન્યથા નથી (ष). ૩

(વનવેલી.)

વારૂ[૮૮], હવે દેવીને બોલાવી લાવો.

---

ष અપ્રસ્તુતપ્રશંસા.

---

૮૭ મૂળમાં શ્લોકનું પૂર્વાર્ધ ખંડિત છે. મેં **कन्यायां वरसंप्राप्तिः पित्रोः प्रार्थ्या प्रयत्नतः ।** પાઠ યોજી ઉદ્ધાર કર્યો છે. શાસ્ત્રીજી બીજું ચરણ **पितुः प्रायः प्रयत्नतः ।** કલ્પે છે, તે બરાબર નથી.

૮૮ મૂળમાં **दुहितुः प्रदानकाले दुःखशीला हि मातरः । तस्मात्** એટલા બોલ અહીં વધારે છે. આમાંનો **तस्मात्** સિવાયનો ભાગ આગામી શ્લોક ૫ ની પુષ્ટિ કરનારો ઊમેરો છે. એ અસલ **प्रदानकाले दुहितुर्दुःखशीला हि मातरः ।** એમ પદ્યાત્મક હોય એવું લાગે છે. બધો એ વધારાનો ભાગ અસ્થાને તેમ જ ક્ષેપકરૂપ હોવાથી મેં તજી દીધો છે.

[ બાદ૦ ]

જેવી આજ્ઞા. [જાય છે.]

[ મહા૦ ]

કન્યાનું માગું કરવા કાશિરાજ તરફથી જૈવંતિ આવેલ છે. તે ઉપરથી છળબળે વત્સરાજને પકડી લાવવાને મોકલેલ શાલંકાયનની વાત મને યાદ આવે છે. કેમ એમણે અદ્યાપિ કાંઇ પણ સમાચાર મોકલાવ્યા નહિ હોય ? વીણા વડે હાથી વશ કરવાનો વત્સરાજને જે છંદ છે તે જગ-જાહેર છે. તેથી એમ માનું છું. કે

(અનુષ્ટુપ.)

ગજગ્રહણની વ્હાલી લીલામાં એ ફસ્યા હશે.

(વનવેલી ચાલુ.)

સાથે એમ પણ ખ્યાલ આવે છે, કે

(અનુષ્ટુપ ચાલુ.)

અમાત્યો જાગતા જોતા એના ટાંપી રહ્યા હશે. (સ) ૪

[ત્યાં એવે પદ્માવતી, અંગારવતી, અધિકારી સાથે પ્રવેશ કરે છે.]

સ આ ઉક્તિમાં સ્મરણ અને ચિંતાએ પોષાતા ઔત્સુક્ય સંચારી ભાવનું નિરૂપણ છે.

[ અંગા૦ ]

(વનવેલી.)

જય, જય, રાજાજી.

[ મહા૦ ]

આવો. અહીં બિરાજો.

[ અંગા૦ ]

આજ્ઞા મહાસેનની.

[ મહા૦ ]

વત્સા વાસુ શૂં કરે છે ?

[ અંગા૦ ]

વૈતાલિકી ઉત્તરાની પાસે એ [૮૯]વીણા શીખે છે.

[ મહા૦ ]

એને વળી ગાંધર્વવિદ્યાનો કોડ ક્યાંથી થયો ?

[ અંગા૦ ]

કાંચનમાલાને વીણા વગાડતી જોઈ મારાં વાસુબાને પણ મન થઈ આવ્યું. કંચન તો, હાથ[૯૦] ફેરો રહે, માટે મ્હાવરો કરતી હતી.

[ મહા૦ ]

બાળકનૂં એમ જ છે. દેખ દેખે, શીખ શીખે.

---

૮૯ મૂળમાં અહીં **णारदीअं** વધારામાં છે. પરંતુ શિક્ષણ વીણા સામાન્યનૂં છે, વીણાવિશેષનૂં નથી. આથી પ્રક્ષેપભૂત **णारदीअं** બોલ મેં તજી દીધો છે.

૯૦ મૂળ **करभग्नित**, કલ્પિત **करग्नित**.

[ અંગા૦ ]

એ હવે મહાસેનને વીનવવાની છે,

[ મહા૦ ]

શું ?

[ અંગા૦ ]

કે

મારે માટે વીણાનો શીખવનાર શોધી કાઢો.

[ મહા૦ ]

એ હવે પરણશે ને સ્વામી વીણા શીખવશે; એટલે એને શીખવનારની જરૂર નથી.

[ અંગા૦ ]

મારી લાડકીને હવે પરણાવી દેવાની જ ?

[ મહા૦ ]

તમે જ કહ્યા કરો છો, કે હવે વાસુને પરણાવિયે. તો અત્યારે એ વાતે કેમ ચમકતાં અને કણમણતાં હશો ?

[ અંગા૦ ]

તે ખરેખરૂં કહું ?

એને પરણાવવાની મને ખાંત બહુ જ છે. પણ શું કરૂં ? વિજોગ પડવાનો સંભારતાં દુઃખ થાય છે. એનો વિવાહ તમે કોઇ સાથે કરી નાંખ્યો ?

[ મહા૦ ]

ના, રે, નથી કરી નાંખ્યો.

[ અંગા૦ ]

ઠીક ત્યારે.

હવણાં નથી કરવો. આગળ ઉપર થશે.

[ મહા૦ ]

અહા એ જ વાત છે.

(અનુષ્ટુપ)

વ્રે'દુઃખે ના વરાવાય; લાજે કન્યા રખાય ના.
મૂઝાયે માત પુત્રીની સંકટે સ્નેહ ધર્મના. (ह) ૫

(વનવેલી.)

તે[૯૧] છતાં એ કોઇ એ મનથી નક્કી કરવું
જોઇયે જ. વત્સા વાસુ[૯૨] વયમાં આવી છે. હવે

---

ह કાવ્યલિંગ અને અપ્રસ્તુતપ્રશંસાનો સંકર છે.

૯૧ મૂળમાં "[illegible] रणसमर्थे" પદ વધારે છે. પરંતુ મહાસેન કુંવરી જેને પરણાવવા ઇચ્છતા હતા, તે ઉદયનના પિતા તો મરી ગયા હતા. આથી વધારાનું પદ અસંગત ગણી તજી દીધું છે.

૯૨ મૂળમાં અહીં નીચે મુજબ વધારો જોવામાં આવે છેઃ— एष चापरः काशिराजोपाध्याय आर्यजैवन्तिरथ दौत्येन प्राप्तो विलोभयति मां चारित्रेण। ( आत्मगतम् ) न किञ्चिदाह। अश्रुपूर्वाभ्याकुला कथं निश्चयं गमिष्यति। भवतु, निवेदयाम्यस्यै। ( प्रकाशम् ) श्रूयन्तेऽस्मत्संबन्धप्रयोजनायागता राजानः। देवी। किं दाणिं वित्थरेण। जहिं दइअ ण संतप्पामो तहिं दीअदु। राजा। अहो. महान् खलु लीलाभिहितो दुःखविस्तर इदानीं पश्चादुपालम्भनं श्रोतुम्। तस्माद्. આ વધારો પુનરુક્તિ વિરોધ આદિ દોષથી અંકિત છે. તે કારણથી એ ભાગ મેં અનુવાદમાં લીધો નથી.

એક માગું સંબંધી મગધરાજનું છે. પછી વંગના, વિદેહના, સૌવીરના ને [૯૩]શૂરસેનના રાજાનાં માગાં પણ આવેલાં છે. વળી કાશિરાજે પણ દૂત પાઠવેલો છે.

(વૈશ્વદેવી.)

કો રૂડા રૂપે, કોય શીળા સ્વભાવે,
કો ઊંચી ખ્યાતે, કોય પ્રૌઢા પ્રભાવે,
ભૂપો [૯૪]લોભાવે એમ નાના પ્રકારે.
સૌ વાતે ચિત્તે કો વસે છે તમારે ? (का) ૬

એવે કંચુકી બાદરાયણ ઉતાવળો પ્રવેશ કરે છે.

---

का આ પ્રશ્ન ઉપરનો, કેવળ દેખાવનો જ છે. રાજા રાણી બંને અંદરખાનેથી વાસવદત્તા વત્સરાજને જ પરણે એમ ઇચ્છે છે. એનો ખુલાસો વત્સરાજ 'પકડાયાના' પ્રસંગથી થઈ જાય છે. જુઓ આગળ રાણીની ઉક્તિઃ—'એમના ( અર્થાત્ વત્સરાજના ) લોભમાં વાસુબાનો વિવાહ બીજા સાથે કરવો રુચતો નથી'. આ વાત કવિએ અહીં વસ્તુધ્વનિ દ્વારા સૂચવી છે. એકાએક પ્રવેશ કરતા બાદરાયણના કથનનો પ્રથમ બોલ "વત્સરાજ" લાગલો મહાસેનના પ્રશ્ન પછી આવી 'વત્સરાજ રાણીના ચિત્તમાં વસે છે' એવો ભાવ સ્ફુરાવે છે. એનો વાસ્તવિક અન્વય, આગળ ઉક્તિ મૂકી 'પકડાયા છે' અને 'અમાત્ય શાલંકાયનના હાથમાં છે' એ બે કથન આવે છે તેની સાથે છે.

---

૯૩ મૂળ શૂરસેનાઃ [illegible]

૯૪ મૂળ લોભયન્તો, [illegible] સટીક આવૃત્તિમાં શાસ્ત્રીજી પણ આ પાઠ સ્વીકારે છે.

[ આદ૦ ]

(વનવેલી.)

વત્સરાજ

[ મહા૦ ]

વત્સરાજ ! શું ?

[ આદ૦ ]

જી મહારાજ, ક્ષમા કરો, મહારાજશ્રીને અને મહારાણીને મેં વધામણી કે'વાના આવેગમાં જુહાર્યા નહિ.

[ મહા૦ ]

વધામણી !

[ અંગા૦ ટપ ઊભી થઈ ]

જય, જય ! જાઉં છું હું.

[ મહા૦ ]

રહો દેવી, વધામણી[૯૫] તમારાથી કંઈ છાની હોય નહિ.

[ અંગા૦ ]

આજ્ઞા મહાસેનની. [ બેસે છે. ]

---

૯૫ મૂળ **प्रियवचनपरिहार्या हि देवी । आस्यताम् ।**, કલ્પિત **अयि प्रियवचनमपरिहार्यम् । देवि आस्यताम् ।** Madras Oriantal Manuscripts Library વાળી લિખિત પ્રત આ પાઠની પુષ્ટિ કરે છે.

[ મહા૦ ]

૯૬બાદરાયણ ! ફિકર નહિ, કહો
સ્વસ્થપણે, શું તમે કહેતા હતા ?

[ બાદ૦ ]

પકડાયા૯૭ છે,

[ મહા૦ સ્વગત હર્ષથી ]

શું કો' છો ?

[ બાદ૦ ]

૯૮અમાત્યના
પાશમાં એ પડ્યા છે.

[ મહા૦ ]

શું ઉદયન ?

[ બાદ૦ ]

હા, જી.

[ મહા૦ ]

શતાનીકના સુપુત્ર ?

---

૯૬ મૂળમાં **उत्तिष्ठोत्तिष्ठ** વધારે છે.

૯૭ મૂળમાં (उत्थाय) **तत्रभवतामात्येन शालङ्कायनेन गृहीतो वत्सराजः ।** એમ આખું વાક્ય આપ્યું છે, તે પૈકી **वत्सराजः** કંચુકીની ગત ઉક્તિથી અને **तत्रभवतामात्येन शालङ्कायनेन** આગામી ઉક્તિથી પુનરુક્ત બને છે. નાટ્યસૂચિ પણ જરૂરની નથી. આથી મેં **गृहीतः ।** એટલો જ પાઠ લીધો છે.

૯૮ મૂળમાં **गृहीतो वत्सराजः** એટલા બોલ વધારે છે. પુનરુક્તિના કારણથી તે તજી દીધા છે.

[ બાદ૦ ]

હાજી.[99]

[ મહા૦ ]

સહસ્ત્રાનીકના પૌત્ર ?

[ બાદ૦ ]

હા, જી, એ એ.

[ મહા૦ ]

સમગ્ર ગાંધર્વવેદના નિધાન ?

[ બાદ૦ ]

હા, જી, એ જ.[100]

[ મહા૦ ]

કૌશાંબીના રાજા ?

[ બાદ૦ ]

હા, જી.

એ જ એ જ.

[ મહા૦ ]

વત્સરાજ ?

[ બાદ૦ ]

જી મા'રાજ.(ત્વા)

---

ત્વા બાદરાયણના એકાએક પ્રવેશથી માંડીને અહીં સુધીમાં આવેગ નામે સંચારી ભાવનું મનોહર નિરૂપણ છે.

---

૯૯ મૂળ हदम् ।, કલ્પિત वादम् ।. પહેલો અક્ષર ખવાઇ ગયે પાઠ ભ્રષ્ટ થયો છે.

૧૦૦ મૂળમાં प्रवक्ति વધારે છે.

[ મહા૦ ]

યૌગંધરાયણ તો શું ધબી ગયા ?

[ બાદ૦ ]

ના, જી. એ તો, કહે છે, કૌશાંબીમાં છે[૧૦૧]

[ મહા૦ ]

વત્સરાજ તો પકડયા જાય નહિ.

[ બાદ૦ ]

મહારાજ ! હું કહું તે સાચું માનો.

[ મહા૦ ]

અરે તમે કો' છો, પણ

(વસંતતિલકા.)

વત્સેશ જાય પકડયા ન જ એ મનાયે.
ના કોઇએ અચળ મંદર ઊચળાયે.
[૧૦૨]એ વીરની અરિગણે રણકીર્તિ ગાજે.
યૌગંધરાયણતણી ત્યમ હાક વાજે. (ગા) ૭

[ બાદ૦ ]

---

ગા આ અને એના પહેલાંની ચાર ઉક્તિઓ શંકા નામે સંચારી ભાવનું નિરૂપણ કરે છે. પ્રસ્તુત શ્લોકમાં દૃષ્ટાંતપોષિત અનુમાન અલંકાર છે.

---

૧૦૧ મૂળમાં વર્તતે ક્રિયાપદ ખૂટે છે, તે ઊમેરી લીધું છે.

૧૦૨ મૂળ યસ્યાહવેષુ...ચ નઃ સ્વનન્તિ ॥, કલ્પિત તસ્યાહવેષુ......પુનઃ સ્વનન્તિ ॥.

(વનવેલી.)

માફ કરો મહારાજ, અવસ્થાએ પ્હોચેલો આ
બ્રાહ્મણ મહાસેનને જૂઠું નથી કે'તો.[૧૦૩]

[ મહા૦ ]

[૧૦૪]ઠીક.

આ વધાઈ કોણે આણી ?

[ બાદ૦ ]

વત્સરાજને લઈને
પ્રધાનજી પૂરપાટ [૧૦૫]રથ હાંકી પધાર્યા છે
તેમણે જ, કોઈ એ બીજાએ નહિ.

[ મહા૦ ]

હાં, હાં, ઠીક.

[અલગ] અહાહા ! અક્ષૌહિણીનાં કવચ ને ટોપ આજ
ઊતર્યાં ! સેનાને સુખે બેસવાનો વારો આવ્યો !
છૂપા[૧૦૬] જાસુસો હવેથી મોકલવા મટી જતાં
સર્વે રાજારાણાઓને ભવિષ્યનો ભય ટળ્યો !

---

૧૦૩ अभिहितपूर्वम् ।, કલ્પિત अभिहितम् ।.

૧૦૪ મૂળ अस्त्येतत् ।, કલ્પિત अस्त्वेतत् ।.

૧૦૫ મૂળ खररथेन, કલ્પિત स्वरथेन.

૧૦૬ મૂળ प्रच्छन्नदूतकृतसंप्रेषणा अशङ्किताः स्थास्यन्ति राजानः ।, કલ્પિત प्रच्छन्नदूतसंप्रेषणाशङ्किताः स्थास्यन्ति राजानः ।. પ્રત कनो પાઠ આને ટેકો આપે છે.

ને હું મહાસેન થયો ![107] (ઘા)

[ અંગા૦ અલગ ]

[108]શું, અમાત્ય વત્સરાજને લઈને આવ્યા?

[ મહા૦ અલગ ]

હા, લઈને આવ્યા;

[ અંગા૦ અલગ ]

એમના જ લોભમાં બીજાની સાથે વત્સા વાસુનો વિવાહ આપણે કરાતો નથી.

[ મહા૦ ]

કેશરીને ઝાલી લાવનાર [109]શાલંકાયન, તે કેટલેક અંતરે છે?

[ બાદ૦ ]

નગરના સિંહદ્વાર નિકટ છે.

[ મહા૦ ]

જાઓ ત્યારે ભરત રોહક પાસે. એમને કહો કે વત્સરાજને કુમારની જ

ઘા આ અને એના પછીની ત્રણ ઉક્તિમાં હર્ષ સંચારી છે.

૧૦૭ મૂળમાં **यथ समासः** । બોલ અહીં વધારે છે.

૧૦૮ મૂળમાં ઉક્તિને છેડે **वच्छराओ** બોલ ખૂટે છે, તે સ્પષ્ટતા સારૂ મેં ઉમેર્યો છે.

૧૦૯ મૂળમાં અહીં **मम बादरायण** એ બે બોલ વધારે છે.

સવારીના રસાલાથી પધરાવવા. ને શાલં-
કાયનને એઓની પૂંઠે રહેવું.

[ બાદ૦ ]

આજ્ઞા, મહારાજ.

[જવા માંડે છે.]

[ મહા૦ ]

અરે, જરા પાછા આવો.

[ બાદ૦ ]

આવ્યો. મહારાજ.

[ મહા૦ ]

જુઓ,
વત્સરાજને જોવાને લોક ભીડ કરે તેને,
કહેજો, કે વારે નહિ.

(અનુષ્ટુપ.)

સુણેલો કર્ણ, વનથી આણેલો યજનાર્થ એ,
રહેલો દાંત પીસીને, છો, થશે સિંહ સૌ જુએ.(ક્ષ) ૮

[ બાદ૦ ] જેવી મહારાજની આજ્ઞા. [ જાય છે. ]

[ મહા૦ ]

(વનવેલી.)

ઘણાં ઘણાં રૂડાં દિન આપણે જોયા છે. પણ

---

ક્ષ ગર્વ સંચારી છે. અતિશયોક્તિ અલંકાર.

મને નથી સાંભરતું કે કદી એ આજ જેવો ૧૧૦હર્ષ થયો હોય.

[ મહા૦ ]

અને મને પણ સાંભરતું નથી કે કદી એ આવી વધામણી સુણી હોય.૧૧૧

[ અંગા૦ ]

દેશ૧૧૨ દેશના રાજાએ માગાં મોકલ્યાં છે. એક આમનું જ નથી આવ્યું.

[ મહા૦ ]

અને આવે પણ નહિ. 'ઓહો મહાસેન જોયા ન હોય તો!' એમ મારા નામની એ અંતરમાં અવગણના કરે છે, તે તે કોઇ કાળે આપણી કન્યાનું માગું કરે?

---

૧૧૦ મૂળ **पीदिजोग्गं महासेणस्स**, કલ્પિત **पीदिजोग्गं.** સંજોગ એકલા મહાસેનને નહિ, પણ રાજા રાણી બંનેને આનંદ આપનારો છે.

૧૧૧ મૂળમાં અહીં **यथा गृहीतो वत्सराज इति** એટલો અંશ વધારે છે. ઉપરાંત **देवी । वच्छराओ णं । राजा । अथ किम् ।** એ બે ઉક્તિઓ પણ તે પછી વધારામાં આપી છે. એ ઉક્તિઓનું સ્થાન આગળ ટિપ્પણી ૧૧૬ માં બતાવવામાં આવશે.

૧૧૨ **संबन्धयओअणागदाणि राअउलाणि सुदाणि,** કલ્પિત **संबन्धपओअणागअदूदाणि राअउलाणि.**

[ અંગા૦ ]

એ[૧૧૩] તે અલ્હેતાઇ જ હશે કે મૂરખાઇ ?

[ મહા૦ ]

છે તો

અલ્હેતાઇ.

[ અંગા૦ ]

[૧૧૪]કેમ વારૂ ?

[ મહા૦ ]

પાંચમો જે વેદ મહા-
ભારત, તે પૂર્વજોના ખ્યાતિ વર્ણવે છે, તેનું
એમને છે અભિમાન. ભરતવંશી ભૂપાળ
રાજર્ષિ કે'વાય છે, તે બિરુદનું છે ઘમંડ
પાર્થથી ગાંધર્વવેદ ઊતરી આવ્યો છે તેનો
ભરાયો છે ગર્વ. પ્રજા ઓવારણાં લે છે, તેણે
ઊપજ્યો છે અહંકાર. મનોહર રૂપ છે ને
ઝળકતું જોબન છે, તેનો ચડેલો છે મદ. (ચા)

---

ચા ગર્વ સંચારી ભાવનું નિરૂપણ છે.

---

૧૧૩ મૂળમાં અહીં किम् વધારે છે.

૧૧૪ મૂળમાં किं णु हु पर्ण उस्सेअअदि। છે. આગામી ઉક્તિના उस्सेकयति पर्ण પદોને લીધે આ ઉક્તિમાં पदं ને બદલે पर्ण દાખલ થયેલ છે અને उस्सेअअदि ઊમેરાયેલ છે. મેં किं णु खु पदं। પાઠ લીધો છે.

[ અંગા૦ ]

અહો, કેવી ખ્યાતિ! કેવું કુળ! કેવી કુશળતા!
કેવી લોકપ્રીતિ! સો એ અંતરમાં ખંપે એવા
વર દરવાના ગુણો એક અકડાઇએ જ
[૧૧૫]અંતરમાં ખૂંચે એવા નીવડે તે આનું નામ.

[ મહા૦ ]

એટલાથી અચરજ પામો છો શું? એ સમગ્રે
એમના પ્રભાવની આગળ કંઇ એ જ નથી.

(અનુષ્ટુપ.)

ખડના બીડના અગ્નિ સમ ભૂમિ હુંત જે,
એની સીમે શમે મારો પ્રતાપાગ્નિ જ્વલંત તે. (છા) ૯

[૧૧૬][ અંગા૦ ] વત્સરાજ છે.

[ મહા૦ ] એમ જ છે.

એવે હાથમાં વીણા સાથે કંચુકી બાદરાયણ પ્રવેશ કરે છે.

---

છા આ અને એના પહેલાંની બે ઉક્તિઓમાં સાર અલંકાર ગમ્યમાન છે. પ્રસ્તુત શ્લોકનું ઉપમાપોષિત રૂપક એનું અંગ છે.

---

૧૧૫ મૂળ દોસો સંવુત્તો, કલ્પિત દોસા સંવુત્તા. આ ફેરફાર ગુણ અને દોષના સામાનાધિકરણ્યની ખાતર કર્યો છે.

૧૧૬ આ અને તે પછીની ઉક્તિ મૂળમાં અહીં છે નહિ. ટિપ્પણી ૧૧૧ માં ક્ષેપક ગણી કાઢેલા ભાગમાં તે ગોઠવાઈ ગઈ છે. ત્યાંથી ઊપાડી મેં તે અહીં મૂકી છે.

[ બાહ૦ ]

(વનવેલી.)

જય, જય, મહારાજ, આજ્ઞા અનુસાર શાલંકાયન અમાત્ય વત્સરાજને સવારી ભેર નગરમાં લેઈ આવ્યા છે; ને એઓ વિજ્ઞાપના કરે છે કે [૧૧૭]વત્સરાજના કુળના નિધરૂપ વીણારત્ન મળ્યું છે, તે આ હું મહાસેનને નિવેદન કરૂં છું. [ વીણા નિવેદન કરે છે. ]

[મ હા૦]

ઠીક. વિજયનું મંગળ સંભારણું એ સ્વીકારૂં છું. અહો આ જ ઘોષવતી?

---

૧૧૭ મૂળ **इदं भरतकुलोपभुक्तं वत्सराजकुले द्रष्टव्यं घोषवती नाम वीणारत्नं**, કલ્પિત **इदं वत्सराजकुलद्रव्यं वीणारत्नं**. સામાન્ય પ્રસિદ્ધિ એવી છે કે ઘોષવતી વીણા ભરતકુળમાં પરાપૂર્વથી ઊતરી આવી ન હતી, પણ ઉદયને પોતે પ્રાપ્ત કરી હતી. એને વીણા વજાડવાની કળા ગાંધર્વવેદના અંગ તરીકે અર્જુનથી વંશપરંપરાએ વારસામાં મળી હશે. પરંતુ ઘોષવતી તો તેણે પોતે જ પ્રાપ્ત કરી હતી. **अमरकोष**માં **घोषवति** બોલ **वीणा**ના પર્યાય તરીકે આપ્યો છે. પરંતુ ભાસ, બુધસ્વામી, સોમદેવ, ક્ષેમેંદ્ર વગેરે ઉદયનની જ વીણાને ઘોષવતી સંજ્ઞાથી ઓળખાવે છે.

(પુષ્પિતાગ્રા.)

પ્રખર[११८] નખ વડે વગાડતાં જે
રણઝણ રાગ ભરેલ રમ્ય સાજે
વશ કરિવરને કરે, પ્રસિદ્ધ
જયમ મુનિ કાપ્યતણી રહસ્યવિદ્યા. (आ) ૧૦

(વનવેલી.)

પ્રતિપક્ષી પાસેથી મળેલાં રત્ન વ્હાલાંઓને આપી તેનો ઉપભોગ તેમને કરતાં જોઈ અંતર ફૂલે છે. તો આ વીણા વત્સ ગોપાલકને કે વત્સ પાલકને આપિયે. પરંતુ એ તો એમને નકામી છે.

(અનુષ્ટુપ.)

અર્થશાસ્ત્રતણા રાગે ને શાસ્ત્રાભ્યાસના રસે
મનમાં નવ એકેના દિવ્ય વાદ્યકળા વસે. ૧૧

(વનવેલી.)

તો આ ઘોષવતી કોને આપવી?
વારૂ, વાસુબા વીણા વગાડે છે ને?

आ ઉપમાએ પોષિત ઉદાત્ત અલંકાર છે.

૧૧૮ મૂળ [illegible] ત્તન્ત્રી, કલ્પિત करज-मुखोल्लिखितावघृष्टतन्त्री. નવમો અક્ષર ખવાઈ ગયે પાઠ ભ્રષ્ટ થયો છે.

[અંગા૦ ]

હા, એ વીણા વગાડે છે ખરી.

[ મહા૦ ]

ઠીક.

આ વીણા એને જ ત્યારે આપો.

[ અંગા૦ ]

એ આપ્યાથી એ વધારે ખેલાશે;

અને એની સાથે રમ્યા કરશે.

[ મહા૦ ]

ભલે રમે સાસરે રમાશે નહિ.

[ બાદરાયણ પ્રતિ ]

વારૂં, બાદરાયણ, [119]એ વત્સરાજ કહો ક્યાં છે?

[ બાદ૦ ]

પ્રધાનજી [120]સાથે મધ્ય ચોકમાં છે. પગ છૂટા

---

૧૧૯ મહાસેનની આ ઉક્તિ મૂળમાં **क सः ।** અને **अथ वत्सेश्वपिकृतः ।**, એમ બે ભાગમાં વ્હેંચાયલી મળી આવે છે; ને વચમાં **काञ्चुकीयः । अमात्येन सह प्रविष्टः ।** એમ છે; જેથી વત્સરાજ ઉપરાંત બીજા કોઇ વિશે પણ મહાસેન પૂછતો હોય એવો ભાસ થાય છે. પરંતુ પ્રશ્ન વત્સરાજ સંબંધી જ પ્રસ્તુત છે. શબ્દો આડાઅવળા ગોઠવાયાથી ગોટાળો ઉત્પન્ન થયો છે. એ ગોટાળો દૂર કરવા મેં સળંગ **अथ क स वत्सेश्वपिकृतः ।** એવો પાઠ લીધો છે; અને ટિપ્પણી ૧૨૦ માં દર્શાવ્યા મુજબ બાકીનો ભાગ આગામી ઉક્તિમાં ભેળવી દીધો છે.

૧૨૦ મૂળમાં **अमात्येन सह प्रविष्टः ।** છે; અને તે ગર્ભ

ન હોવાના અને ઘણા ઘા લાગ્યાના કારણથી ખાટમાં ખાંધે ઊપાડી એમને આણ્યા છે.

[ મહા૦ ]

અરે !

ઘા ઘણા લાગ્યા છે ? અહહા, [121]અકુંઠ ક્ષાત્ર તેજનું, અટંક ટેકનું આ દુઃખ. આવી વેળાએ જે વજ્રહૃદયાનો હોય, તે જ જોઈ રહે. [122]વ્હેલા જાઓ, બાદરાયણ, અને ભરત રોહકને કહો કે એ જખમોને મલમપટા કરાવે.

[ બાદ૦ ]

આજ્ઞા, મહારાજ.

[ મહા૦ ]

રહો;[123] સાંભળો.

ટિપ્પણીમાં કહેલે ઠેકાણે કંચુકીની જુદી ઉક્તિ તરીકે મૂકેલ છે. એમાંનો **प्रविष्टः** બોલ **प्रवेशितः** વડે ગતાર્થ બને છે. આથી **अमात्येन सह तिष्ठति ।** એવો પાઠ યોજી મેં તે ભાગ અહીં ગોઠવેલ છે. છેલ્લા ત્રણ અક્ષર ખવાઈ ગયે બળતા પાઠ **प्रविष्टः** ને **उपविष्टा** ઊપજ્યા જણાય છે.

૧૨૧ મૂળમાં **निरुपस्कृतस्य** છે. પરંતુ **उपस्कार**નો અભાવ પરમનાગરિક ઉદયનના વિશે સંભવતો નથી. આથી કલ્પિત **निरुपक्रुतस्य** પાઠ મેં લીધો છે. ચોથો અક્ષર ખવાઈ ગયે ખોટો પાઠ ઉદ્દભવ્યો લાગે છે.

૧૨૨ **उपेक्षितवान्**, કલ્પિત **उपेक्षेत**.

૧૨૩ મૂળમાં અહીં **अथ वा** વધારે છે.

[ બાહુ૦ ]

જી મહારાજ,

ફરમાવો.

[ મહા૦ ]

જુઓ. વત્સરાજની હજુરનાં જે માણુસો છે, તે સહુએ એઓ પ્રતિ માન ભેર વરતવું. વળી એ શું કર્યાથી પ્રસન્ન રૂહે છે તે એમની મુખમુદ્રા ઉપરથી જાણી લેવા તત્પર રૂહેવું; ને છેલ્લા વિગ્રહની વાત એઓ સમક્ષ કરવી નહિ. તેમ વળી છીંક ખાય કે બગાસું આવે તે પ્રસંગે 'ખમા ખમા' કહેવા ચૂકવું નહિ મેં તે તે અવસરે ખ્યાતિ ગાવી. સમજ્યા કે ?

[ બાહુ૦ ]

જેવી આજ્ઞા.

[ જઈ પાછો આવી ]

જય, જય, મહારાજ!

પ્હેલી વેળાના મલભંપટા તો મારગમાં જ વત્સરાજને કર્યા છે. બીજી વેળા કરવાના તેની તો, કહે છે, હજી વાર છે, જી. મહારાજ, સૂર્ય ભગવાન માથે આવ્યા છે, ને સ્નાન તથા ભોજનમાં રાજાજીનો નિત્યનો સમો થયો છે.

[ મહા૦ ]

આ ખરા બપોરની વેળાએ વત્સરાજને ક્યાં રાખ્યા છે? એ ટેકીલા છે; નહિ બોલે: માટે કરી હું પૂછું છું.

[ બાદ૦ ]

મોરથંભ સનમુખ ઓસરીમાં.

[ મહા૦ ]

અરરર ! એ સ્થળે તો લાહ્ય વરસે છે; અને અત્યારે તો ક્ષણ પણ રહેવાય એવું જ નથી. તે માટે હું કહું છું કે મણિભૂમિએ એઓને લેઈ[૧૨૪] જવાનું ભરત રોહકને કહો. જાઓ. તહીં તાપ નહિ લાગે.

[ બાદ૦ ]

જેવી આજ્ઞા મહારાજ.

[જઈ પાછો પ્રવેશ કરી]

ભરત રોહકજીએ હજુરના હુકમનો અમલ કર્યો છે. હવે એઓ મહારાજજીને મળવાને ઇચ્છે છે.

[ મહા૦ ]

એ તો સમજ્યા. ભરત રોહકને હૈયે વત્સરાજના સત્કારની આ વાત નથી ઊતરતી.

---

૧૨૪ મૂળ પ્રવેશાય, કલ્પિત નિવેશાય.

હું[125] જઈને એની ગડ બેસારૂં છું. આપણને
જય મળ્યો છે, તે એમની નીતિને આભારી છે.

[ અંગા૦ ]

વારૂ, ત્યારે વાસુબાનું સગપણ કરી દેતા
તો નથી ને?

[ મહા૦ ]

નહિ કરી દેયે.

[ અંગા૦ ]

ઉતાવળ નથી.

થાય છે. ક્યાં કન્યાકાળ વીતી ગયો છે!

[ મહા૦ ]

તમારી

જેવી ઇચ્છા. દેવી હવે રણવાસ પધારશો.
અમે જઇયે છિયે.

[ અંગા૦ ]

હા, રણવાસે જાઊં છું.

પરિજન સમેત રાણી જાય છે.

[ મહા૦ ]

(શાલિની.)

દાખ્યંતું જે વૈર એના મદે જ,

---

૧૨૫ મૂળ अस्यैव नीतेः परिश्रमः । अहमेवैनमनुनयामि ।, કલ્પિત अ मेनमनुनयामि । अस्यैव नीतेरेष परिणामः ।.

બંધાતે એ [૧૨૬]નીતર્યું જેહ, તે જ
હૈયું ધાના જોખમે ખિન્ન કંપે
'શું થાશે, હા, એમનું ?' એ અજંપે.(જ્ઞા) ૧૨

પરિજન સમેત રાજા મહાસેન અને કંચુકી બાદરાયણ જાય છે.

જ્ઞા અહીં ચિંતા અને વિષાદ સંચારી છે. પર્યાય અલંકાર.

૧૨૬ મૂળ भावितेऽस्मिन् ह्यास्तु, કલ્પિત भावितेऽ
स्मिन्निति.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## અંક ૩.

સ્થળ ઉજ્જયિની બહાર પ્રથમ એક શિવાલય અને પછી

ચોબારી ધર્મશાળા.

૧૨૭દંડધારી પેટભરૂ બ્રહ્મચારીના વેષમાં વસંતક પ્રવેશ કરે છે. (ज्ञा)

---

ज्ञा ગાંડાના, પેટભરૂ બ્રહ્મચારીના અને જતિના વેષમાં યૌગંધરાયણ વસંતક અને રુમણ્વાન વચ્ચે શિવાલયમાં જે વાતચીત થાય છે, તેનો એક અર્થ તે તે વેષને ઉઘાડો લાગુ પડતો અને બીજો અર્થ વત્સરાજને બંધનમાંથી છોડાવવાના ખટપટને લગતો બળાત્કારે ખેંચી કાઢેલો શાસ્ત્રીજીના વ્યાખ્યાનમાં આપ્યો છે. જૂના સંસ્કૃત ટિપ્પણમાં પણ આવી રીતે એ અર્થ આપ્યા છે. પરંતુ મારી મચરડીને અનર્થને અર્થ તરીકે ઠોકી બેસાડવો ને તે ભાસને માથે ઓઢાડવો, એ મને ઠીક લાગતું નથી. આથી જે ઉઘાડો અર્થ થાય છે, તે જ મેં આપ્યો છે. આ શિવાલયના સંવાદમાં પેટભરૂ બ્રહ્મચારીના વેષ અને ભાષણથી, ઘેલાની ઘેલછાથી અને જતિના દંભથી કવિએ મધ્યમ કોટિનો હાસ્ય રસ જમાવ્યો છે.

---

૧૨૭ મૂળ **डिण्डिक**, કલ્પિત **दण्डिक**. શાસ્ત્રીજી **डिण्डिको नाम यो विकृतवेषभाषणादिना जनस्य हास्यं जनयन् भिक्षामर्जयति स उच्यते ।** એમ લખે છે; પરંતુ કંઈ આધાર આપતા નથી. આગળ ઉપાધ્યાયને ઘેર જવા પોતે નીકળ્યો છે એમ વસંતક જણાવે છે, તે ઉપરથી તેણે પેટભરૂ બ્રહ્મચારીનો વેષ લીધો હોય એમ સમજાય છે. ગાંડાના વેષમાં લાકડાનું છાબડું ઉપાડી જનારા યૌગંધ-

[ વસં૦ ]

(વનવેલી.)

આંહ,[૧૨૮] આ તો ઓહિયાં જ ઓહિયાં થયા કરે છે. રંડમુંડ [૧૨૯]ડુક્કરની સૂંડમાંથી ફુરૂં ફુરૂં શબ્દ જેમ નીકળે છે, તેમ મારા પેટમાંથી વાયુ જોર કરે છે; તે [૧૩૦]ખાઉં તેણું બેસશે. અરે[૧૩૧] મારા લાડવાઓ ક્યાં ગયા? અજબ! આ શું?

રાયણને વસંતક ધમકી આપી રોકવાનું કરે છે, ત્યારે એ દંડનો નિર્દેશ કરેલો છે. મૂળ પાઠ **इमिणा दण्डअट्ठेण** છે, તે બદલ મેં **इमिणा दण्डपण** એવો કલ્પિત પાઠ યોજી અનુવાદ આપ્યો છે. પેટ ભરવા **दण्ड** અને **अजिन** ( =મૃગચર્મ ) ધારણ કરનારને માટે **दण्डाजिनिक** કે **दाण्डाजिनिक** બોલ છે. આવો જ સંકેત **दण्डिक** કે **दाण्डिक** બોલમાં હું સમજૂં છું.

૧૨૮ 'આંહ, આ તો......બેસશે' અહીં મૂળમાં બહુ ગરબડાટ છે. ઉક્તિ ટિપ્પણી ૧૩૧ વાળા ભાગથી શરૂ થાય છે; પછી ટિપ્પણી ૧૩૦ વાળો ભાગ આવે છે; ને તે પછી ટિપ્પણી ૧૨૮ વાળો ભાગ છે. આ રીતે વાક્યો ઊલટપાલટ થયાથી ટિપ્પણી ૧૩૫ વાળો ભાગ જે ટિપ્પણી ૧૩૧ સાથે આત્યંતિક સંબંધ ધરાવે છે, તે આ ભાગથી છૂટો પડી જાય છે. એ ગોટાળો ટાળવાને ક્રમ બદલી લેવો પડ્યો છે.

૧૨૯ મૂળ **सूअरवत्थी**, કલ્પિત **सूअरस्स**.

૧૩૦ મૂળમાં **आदु अपि** એ બોલો વાક્યના આરંભે વધારે છે. વાક્યોના વ્યુત્ક્રમ બાબત જુઓ ટિપ્પણી ૧૨૮.

૧૩૧ 'અરે! મારા લાડવા......ગયા ક્યાં?' મૂળમાં આ ભાગ ટિપ્પણી ૧૨૮ માં કહ્યા મુજબ ઊલટપાલટ ગોઠવાયલો છે.

માતાજીના પારે મેં તો છાબડું મૂકેલું હતું. ઝાઝી વારે નથી થઈ. દખણામાં મળેલાં આ ધોળાં ગદબદિયાં હું અત્તરપગલે બ્હાર તપાસી લેઈને ચાલ્યો આવું છું ને જોઉં છું તો છાબડું નથી. અરેરે, કોણે ઘર ઘાલ્યું આ? પેલો [132]પાંપલો તો લેવા આવે નહિ; કેમકે મેં આખો લાડુ આપી એનું મન મનાવ્યું હતું. કૂતરાં એ ખેંચી જાય નહિ; કાં કે તેમનાથી કોટ [133]ચડી ઊતરાય નહિ એવો ઊંચો છે. વાટે જનારે ઊડાવી જાય નહિ, તે જોવા જ પામે નહિ; શાથી જે [134]અખંડ આડી ભીંત છે. ત્યારે લાડવા ગયા ક્યાં? [135]કદાચ પારવતીના સમજીને મહાદેવજીએ તો લીધા ન હોય?

---

૧૩૨ મૂળ ओलग्गो, કલ્પિત ओलुग्गो. જુઓ દે. ના. मा. । सेवअअपहावलेसु ओलुग्गो. શાસ્ત્રીજી : મૂળ પાઠ કબૂલ રાખી ખેંચી તાણી ભિક્ષુક અર્થ કરવા મથે છે.

૧૩૩ મૂળ अगई, કલ્પિત ण गई.

૧૩૪ મૂળ अक्खदभत्तदाए आलोहणीअं, કલ્પિત अक्खद-भित्तिदाए णालोअणीअं. અહીં લોભાવવાનો સવાલ નથી, નજરે પડવાનો સવાલ છે; અને લાડુનું છાબડું નજરે ક્યારે પડે, કે જ્યારે શિવાલયના વંડાની ભીંતમાં ભગદાળાં પડ્યાં હોય ત્યારે. આવી સમજથી મેં પાઠ સુધારી લીધો.

૧૩૫ મૂળ अहव लोहिदकण्णाअणीए केरअं मम केरअं त्ति करिअ सिवेण, કલ્પિત अह णीललोहिदेण कण्णाअणीए

એ[૧૩૬] જોગીંદ્ર કંઇ કંઇ એવાં કામ કરે છે.
એમને હું પૂછું. જોઉં, કંઇ પત્તો લાગે છે?
મહારાજ ![૧૩૭] મારા લાડુ લીધા હોય, તો તે આપો.
અરે ![૧૩૮] એમની જ પાસે છાબડું તો પડેલું છે.
એ ઊઠાવી લેઉં આ તો[૧૩૯] ચિતરામણ છે. અહા,
ગભારાના [૧૪૦] અંધારામાં એ મેં ઓળખાયું નહિ.

---

**केरअं ति करिअ.** મૂળ પાઠમાં **व** અસ્થાને છે; એમાં કહેલ **लोहिदकबाअणी** જાણવામાં નથી. **मम केरअं** બોલ વધારે છે. **त्तिवेण** પદ અસલ **णीललोहिदेण** ઉપરનું મૂળમાં ભળી ગયેલું ટિપ્પણ છે.

૧૩૬ મૂળમાં **जदिवि** વધારે છે.

૧૩૭ મૂળમાં આ વાક્યની પૂર્વે અને પછી **देहि भट्टा** અને **तुवं वि मम चोरोऽसि** એટલું અનુક્રમે વધારે છે. ઉપરાંત ટિપ્પણી ૧૩૮ વાળો ભાગ મૂળમાં ટિપ્પણી ૧૩૭ વાળા ભાગની પૂર્વે આપ્યો છે.

૧૩૮ ગઈ ટિપ્પણી જુઓ.

૧૩૯ મૂળમાં **आलिहिदं खु मम मोदअमल्लयं ।** છે. અહીં **मम** બોલ વધારાનો હોવાથી તે તજી દીધો છે.

૧૪૦ મૂળમાં **संदावतिमिरेण** છે. એમાંના **संताप** શબ્દનો યૌગિક અર્થ ‘અત્યંત ગરમી’ થાય છે. પરંતુ અત્યંત ગરમી કે ધામથી આંખે ઝાંઝવાં વળતાં નથી. આથી **उग्रातपाभिघातजनितेन चक्षुर्जडिम्ना** એવું વ્યાખ્યાન શાસ્ત્રીજી આપે છે, તે અપ્રાસ છે. લાડુ ગયાના સંતાપના અર્થમાં સંસ્કૃત **संताप** બોલ લેતાં પણ વાંધો દૂર થતો નથી. આથી **संदाव** સાવ તજી દેઈ મેં માત્ર **तिमिरेण** પાઠ યોજ્યો છે.

એને હવે રાખું નહિ; બસ લ્હોઈ નાંખું. અહો!
ફરી ફરી લ્હોઉં છું ને એ તો ઓર ખિલે છે!
ધન્ય છે એના ચિતરનારને. શો એણે રંગ
પૂરેલો છે! ભલે, પાણી લેઈ ધોઈ નાંખું એ.
શિવે[141] જાણશે, લાડુનું છાબડું જવું કેવુંક
થાય છે તે. મારૂં જાય ને એમનું શાનું રહે?

[ પડદા પાછળ ] જે! ગોળમટોળની જે!

[ વસંત ]

(વનવેલી.)

અહો, કોણ[142] આવે છે આ? એણે અંગે ચોમાસાના
વ્હેળા જેવા ગંદારોળ ગાભા ખુબ વીંટેલા છે;
અને એ વ્હેળોમાં ધોળાફક ફીણના ફિસોટા
હોય તેવા, ખડખડ હસી, દાંત દેખાડે છે.
અરે આ તો દેવજી હુરિયો. મારા લાડવાનું
ઠામ એના હાથમાં છે. ઊભો રહે, ગાંડા! જો તું
ના રહ્યો, તો જાણ કે આ દંડે તારૂં માથું ભાગ્યું.

એવે ગાંડાના વેષમાં યૌગંધરાયણ લાડુના છાબડા સાથે
સામેથી પ્રવેશ કરે છે.

---

૧૪૧ મૂળમાં આના પહેલાં નીચેનાં બે વાક્ય છે:—कहिं णु हु उदअं । इदं सोहणं सुख्खतडाअं ।. ઔચિત્ય વિચારતાં એ ક્ષેપક લાગે છે.

૧૪૨ મૂળમાં અહીં इन्द्रो एव्व વધારે છે.

[ યૌગં૦ ]

જે, જે ગોળમટોળની.

[ વસં૦ ]

[143]લાવ, લાવ

લાડવા. એ મારા છે.

[ યૌગં૦ ]

હેં ! લાડવા ? એ

કેવા હોય ? કહીં છે ? [144]આ લાડવા છે ?

એંહ, [145] એ તે ખાવાના કે ખેલવાના ?

[ વસં૦ ]

ખાવાના, [146] ખાવાના, ગાંડા, ખેલવાના

નહિ.

---

૧૪૩ આસપાસની ઉક્તિઓ સાથે બરાબર બંધ બેસાડવા મૂળના **आणेहि मम मोदअमल्लुअं** । ના બદલે **आणेहि । मम मोदआ इमे** । એવો પાઠ લીધો છે.

૧૪૪ મૂળમાં આ વાક્ય પૂર્વે **कस्स मोदआ** । એટલું વધારે છે. અહીં માલકીનો સવાલ ન હોવાના કારણથી એ બોલ ક્ષેપક ગણી મેં તજી દીધા છે.

૧૪૫ મૂળ **उज्झन्ति आदु घणज्झन्ति उदाहो खज्जन्ति ।**, કલ્પિત **खज्जन्ति आदु उज्झन्ति ।**. સંબંધ ધરાવતી આગામી ઉક્તિના આધારે **घणज्झन्ति उदाहो** એટલો ભાગ તજી દીધો છે. ક્રમ પણ એને જ આધારે સ્હેજ ફેરવ્યો છે. **उज्झन्ति** એ અતિ પ્રાચીન કર્મણિરૂપ છે.

૧૪૬ મૂળ **ण खज्जन्ति ण खज्जन्ति ण उज्झन्ति अ ।**,

[ યૌગં૦ ]

હાં હાં, તેમાં જ આ લૂલડી એ પલકે છે.

[ વસં૦ ]

અલ્યા ગાંડા, લાવ મારા લાડવા. [147]પરાઈ ચીજ જોઈ જીવ ના બગાડ. દે દે, અરે ભાઇ, દે દે.

[ યૌગં૦ ]

દે[148] દે કોણુ ? મારા લાડવા છે. મરી જાઉં, પણ દેઊં નહિ. ડઇયાં લે !

---

કલ્પિત णं खज्जन्ति । ण उज्झन्ति ।. અવધારણાર્થ णंનૂં અનુસ્વાર ઊડી ગયે તેને નિષેધાર્થ અવ્યય સમજી કાઇએ વાક્યાર્થ દૃઢ કરવાની મતલબથી ण खज्जन्ति ण खज्जन्ति એમ દ્વિરુક્તિ કરી જણાય છે, ને તેણે જ વાક્યને છેડે સમુચ્ચયાર્થ अ અવ્યય ઊમેર્યો છે.

૧૪૭ મૂળમાં मा परकेरए सिणेहं करिअ ओवज्झेहि । છે. અહીં છેલ્લો બોલ ભ્રષ્ટ થઈ વાક્યની ઘટનામાં ગોટાળો થયો છે. તે દૂર કરવા મેં मा परकेरए सिणेहं करिअ । उज्झेहि । એવો પાઠ યોજ્યો છે.

૧૪૮. મૂળમાં के के मं वज्झन्ति । मोदआ खु मं रक्खन्ति । છે. અહીં પણ એનો એ ગોટાળો ચાલુ રહી વધ્યો છે. પ્રસંગ ધ્યાનમાં લેઈ મેં के उज्झेदि । इमे मे मोदआ । रक्खिज्जन्ति । એવો પાઠ લીધો છે. મૂળમાં પ્રસ્તુત ઉક્તિના અનુસંધાનમાં ટિપ્પણી ૧૪૯ વાળો શ્લોક આવ્યો છે. પણ તે અહીં અસ્થાને છે; માટે ખસેડવો પડ્યો છે.

[ વસં૦ ]

આપ, કહું છું. અલ્યા, તૂં આપ. મારે
એ [૧૪૯]ભાથાથી ગુરુને ત્યાં જવાનૂં છે.

(વૈતાલીય.)

દખણા[૧૫૦] દરબારથી અને
મળિયા છે એ લાડવા મને.
ભાથૂં ગણકાર એ વડૂં
મનમાન્યું છે તાકડે જડ્યૂં. ૧

[ યૌગં૦ ]

(વનવેલી.)

ભલે, ભલે. મારે ત્યારે આ [૧૫૧]ભાથાથી
સો જોજન જવાનૂં છે. હાહૂહા !

૧૪૯ મૂળમાં **पच्चएण** છે. અહીં ભરૂસા( **प्रत्यय** )નો સવાલ નથી, ભાથા( **पाथेय** )નો છે. આથી મેં **पाथेएण** પાઠ લીધો છે.

૧૫૦ મૂળમાં આ શ્લોક ઉન્મત્તવેષધારી યૌગંધરાયણની ગઈ ઉક્તિના પેટામાં આપ્યો છે. પરંતુ દરબારમાંથી દાનમાં લાડુ ને દક્ષિણા મળ્યાં છે, તે બ્રહ્મચારીના વેષમાં વસંતકને મળ્યાં છે; યૌગંધરાયણને નથી મળ્યાં. આથી એ શ્લોકને મેં અહીં ગોઠવ્યો છે. મૂળમાં **णेवच्छविसेसमण्डिदा प्रीदिं उप्पादेदुं उवट्ठिआ । लाअगिहद्दिण्णमुल्लआ कालवसेण मुहुत्तदुब्बला ॥** એવો પાઠ છે. તેને બદલે **णं पच्छविसेसविण्डिदा पीदिं कप्पेदुं उवट्ठिदा । लाअगिहा द्दिण्णमुद्दआ कालवसेण पहुत्तसंबला ॥** પાઠ મેં કલ્પ્યો છે. અક્ષરની દુર્દશાથી પાઠ ભ્રષ્ટ થયો લાગે છે.

૧૫૧ મૂળ **पच्चएण**, કલ્પિત **पाथेएण**; જુઓ ટિપ્પણી ૧૪૮.

[ વસં૦ ]

તું તે

ઐરાવત ઐરાવત છે કે શું ?

[ યૌગં૦ ]

(ચતુર્લવ જોડકણું.)*

હુંઅ, હુંઅ, ઐરાવત છું,
ઇંદ્ર[152] દેવનું વાહન છું.
અને તું કેદ જાણે છે ?
ઇંદ્ર રાજા કેદમાં છે.
હેરૂ[153] બાળ લાવ્યા છે.
તેથી આ હું જાઊં છું
ને એમને છોડાવું છું.

૧૫૨ મૂળ ण दु दाव देवराओ मं आसणं आळुहदि ।, કલ્પિત णं दाव देवराओ मं आरोहदि ।. ઐરાવત હોવાનો દાવો કરવો અને ઇંદ્રનું વાહન હોવાનો નિષેધ કરવો, એ અનુપપન્ન છે. વળી आसणं બોલ અયોગ્ય અને વધારે પડતો છે

૧૫૩ મૂળમાં पादपाशिएहि બોલ છે; ને તેનો અન્વય શાસ્ત્રીજી इन्दे बज्झ त्ति સાથે કરે છે. પરંતુ અહીંથી ચોથી ઉક્તિમાં इन्दे बद्धे વાક્યનો ફરી ઉપયોગ કરેલો છે, ત્યાં ઇંદ્રને કેદ કરનારનો નિર્દેશ છે નહિ; એટલે અહીં પણ હું ઇષ્ટ ધારતો નથી. પ્રસ્તુત બોલ આ રીતે પછીના વાક્યનો અવયવ નથી, અર્થાત્ પૂર્વેના વાક્યનો અંશ છે. આથી ભ્રષ્ટ पादपाशिएहि બદલ पशाएहि ( સં. स्पशेभ्यः ) પાઠ યોજી મેં તેનો सुदं अ मए સાથે અન્વય કર્યો છે.

* કાળનો એકમ ( unit of time ) તે લવ; જે સંધિ ( Metrical foot ) માં ચાર લવ આવે, તે ચતુર્લવ. આ જોડકણાના સંધિ ચાર લવના છે, માટે એને ચતુર્લવ જોડકણું કહ્યું છે.

પ્રથવીના[૧૫૪] પાટથી
સાતે સૂંડ વીંઝીને
વીજળીની સાટથી
લગાવીશ ફટ ફટ ફટકા
ને બંધનના[૧૫૫] કરી દૈશ કટકા.

[ વસં૦ ]

(વનવેલી.)

હવે[૧૫૬] તું એ લાડવા મને આપે છે,
કે હું બૂમ પાડું ?

[ યૌગં૦ ]

પાડ, બૂમ પાડ.[૧૫૭]

---

૧૫૪ મૂળમાં **धाराणिअलेहिं** ને Madras Oriental Manuscripts Library વાળી પ્રતમાં **धारणिअलेहि** છે, જેનો કંઇ સંતોષકારક અર્થ થતો નથી. સબબ મેં **धरणिअलाहि** ( સં. **धरणितलात्** ) પાઠ લીધો છે. ઉપરાંત મૂળમાં **बाहुब्भामेण** છે તેને બદલે **करुब्भामेण** પાઠ પણ મારે યોજવો પડ્યો છે; શાથી જે ઐરાવતને લાગુ પડે એવો બોલ **कर** છે, **बाहु** નહિ.

૧૫૫ મૂળમાં **परिब्भमन्तेण भिन्दीआदि मेहबन्धणं ।** છે. અહીં **परिब्भमन्तेण** બોલ વધારા પડતો છે; અને બંધન ભેદનાર તરીકે **मए**ની જરૂર છે. આથી **भिन्दीअदि मए बन्धणं ।** પાઠ મેં કલ્પ્યો છે.

૧૫૬ મૂળમાં વાક્યના આરંભમાં **जदि** ખૂટે છે, તે મેં ઉમેરેલ છે.

૧૫૭ મૂળમાં અહીં **विक्कोस वा विलव ।** એટલા બોલ વધારે છે.

[ વસં૦ ]

અરેરે, ભૂદેવ માર્યો જાય છે.

[ યૌગં૦ ]

હું એ પાડૂં બૂમ ભેળા ચીચિયો.
કેદમાં છે, ઇંદ્ર દેવ કેદમાં છે.[१५८]

[પડદા પાછળ ]

બ્હીશ માં. [१५९]અભયદાન આપું છું. હું
આવ્યો, મહારાજ, આવ્યો. બ્હીશ માં.

[ વસં૦ ]

બ્રાહ્મણપણાની[१६०] બલિહારી છે.

---

૧૫૮ મૂળમાં આના પછી **विदूषक: । अब्बह्मण्णं, भो अब्बह्मण्णं ।** એ ઉક્તિ વધારે છે. તે પુનરુક્ત હોવાથી તજી દીધી છે.

૧૫૯ મૂળમાં **बह्मणाउस** છે. તેની શાસ્ત્રીજી **ब्राह्मणोपासक** છાયા આપે છે. પરંતુ સંસ્કૃત **उपासक** ઉપરથી પ્રાકૃત **आउस** ન થાય. હું **बह्मणाउस्सं** પાઠ લેઉં છું, જે **बह्मण** ( સં. **ब्राह्मण** ) અને **आउस्सं** ( સં. **आयुष्मन्** ) નો બનેલો છે. **आचाराङ्गसूत्र**-ના આરંભમાં **आउसं** અને **मत्तविलासप्रहसन**માં **कावालिआउस** તથા **आउस** બોલ વાપરેલા છે. એ ત્રણ ઠેકાણે **आउस्सं, कावालिआउस्सं** અને **आउस्सं** અનુક્રમે વાંચવાની જરૂર છે.

૧૬૦ મૂળ **ईहामत्तपण**, કલ્પિત **इह अमत्तपण**. ઉપલબ્ધ પાઠનો અર્થ બળાત્કારે પણ બંધ બેસતો થતો નથી; તેથી બદલવો પડે છે. વાક્યના આરંભમાં પ્રાકૃત **अघं** અવ્યય છે; તે શાસ્ત્રીજી 'શોચ્ય, તિરસ્કારપાત્ર ' એવા અર્થમાં લે છે. પરંતુ **मत्तविलासप्रहसन**માં તે પ્રશંસાના ભાવમાં વપરાયો છે; જુએ **अघं बुद्धस्स विण्णाणं जेण मुण्डणं दिट्ठं ।**. તે કારણથી મેં તેને પ્રાશસ્ત્યવાચક ગણ્યો છે.

ભૂદેવના નામે ત્યાગી દિગંબરે
કેવો એની વ્હારે દોડી આવે છે!
[સ્વગત] ઓહો! જ્યાં નક્ષત્રનાથ ત્યાં નક્ષત્ર,
જ્યાં રાજા ત્યાં દરબારી આવી મળ્યા. (ટા)

એવે નવસ્ત્રા જતિના વેષમાં રુમણ્વાન પ્રવેશ કરે છે.

[ રુમ૦ ]

મહારાજ! બ્હીશ માં. અભયદાન છે. ૧૬૧ કહે, તું, બાપુ, કેમ બૂમ પાડી?

[વસં૦ આડું જોઈ]

ભોગ મળ્યા! ગોરજી તો બારણામાં ગોઠવાયા.
[પ્રગટ] મહારાજ! મારા લાડવાનું છાબડું આ નથી આપતો.

[ રુમ૦ ]

જોઉં લાડુ.

[ યોગં૦ ]

લાડવા, એ, લાડવા! જો.

---

ટા ઉપમા અલંકાર ગમ્યમાન છે.

---

૧૬૧ મૂળ के के हह किं कय्यं विलवदि । કલ્પિત कहेहि किंकय्यं विलघसि ।. જતિ બ્રહ્મચારીને પોતાને સંબોધીને કહે છે, તેથી પુરુષના ફેરફારની જરૂર છે. શાસ્ત્રીજી विलवन्दि પાઠ કલ્પે છે. તેથી વચન નકામું બદલાય છે.

[ રુમ૦ ]

ઓક થૂ!–

[ વસં૦ આડૂં જોઈ કચવાટથી ]

[162]આ તો જોયૂં? 'એક થૂ!' કરીને મારા લાડવા ઊસેટી દેવરાવવાનૂં કરે છે! એ નાગાને શૂં?

[ રુમ૦ ]

અરે ભલા માણુસ[163], તૂં આપી દે એ લાડુ. અલ્યા ઘેલા! તૂં એ ખાઇશ, તો તને ક્ષય રોગ થશે. ઓક થૂ! એ લાડુ ખાવા અને [164]ખૂરૂ મેળવેલો મધ જેવો મીઠો ને મસાલાદાર દારૂ પીવો, એ બરાબર છે(ઠા).થૂ,થૂ! [165]છાશના ફીસોટા જેવી ધોળી છારી એ ઉપર વળેલી છે. થૂ, થૂ, થૂ!

ઠા ઉપમા.

૧૬૨ મૂળમાં વાક્યના આરંભે **उम्मत्तअस्स हत्थे ईहामत्तपण** અને અંતે **दिट्ठपुव्वा एव्व संवुत्ता** બોલ વધારે છે.

૧૬૩ મૂળમાં ઉક્તિના આરંભે **उम्मत्ताउस्स** છે, તે બદલ **उम्मत्ताउस्सं** વાંચૂં છૂં; જુઓ ટિપ્પણી ૧૫૯.

૧૬૪ મૂળ **बहुच्चिट्ठसमिद्धकोमला**, કલ્પિત **महुपिट्ठसमिद्धिकोमला**. એ પદ **सुरा**નૂં વિશેષણ છે. **महुपिट्ठ** ( સં. **मधुपिष्ट** ) નો અર્થ હૂં ખૂરૂં કિંવા લોટ જેવી ખાંડ લેઊં છૂં. શાસ્ત્રીજી **बहुपिट्ठसमिद्धकोमलाणि** પાઠ કલ્પે છે અને તેને **मोदआगि**નૂં વિશેષણ બનાવે છે.

૧૬૫ મૂળમાં **कत्थूलिआफेणपण्डराणि** છે. એનૂં વ્યાખ્યાન કરતાં શાસ્ત્રીજી લખે છે, કે **प्रभाते यत्रकचिन्निष्ठीवनवद् हिमजलं दृश्यते तस्य कस्थूरिकाफेन इति संज्ञेति टिप्पणी काचित् ।**

[ યૌગં૦ ]

એ બાપ રે ! લાડવા તે કેમ આપ્યા જાય ?
લાડુતું તો રૂપાળાઈ મીઠું મદ પાય.

[ રુમ૦ ]

માન, બાપુ, માન અરે [૧૬૭]પાગલ ! તું કેમ, નથી

ટિપ્પણી આપનારે આ અર્થ ક્યાંથી આણ્યો તે સમજાતું નથી. કોશમાં **कस्थूरिकाफेन** શબ્દ છે નહિ. આથી મેં **कट्टलअफेणपण्डराणि** ( સં. **कट्वरफेनपाण्डुराणि** ) પાઠ લીધો છે. અક્ષર ૨–૪ ખવાઈ જઈ બગાડ થયો છે.

૧૬૬ મૂળમાં આ ઉક્તિ વસંતકની કહી છે. પરંતુ ઉક્તિનો અર્થ વિચારતાં તે ઉન્મત્તવેષધારી યૌગંધરાયણના મુખમાં મૂકવી ઘટે છે. આથી મેં મૂળના **विदूषकः ।** ને બદલે **यौगन्धरायणः ।** પાઠ યોજ્યો છે. ઉક્તિ પોતે ભ્રષ્ટ છે, તેથી તેમાં પણ ફેરફાર કરવો પડ્યો છે. મૂળમાં **अविहा मोदआणि त्ति करिअ किण्डिल्लज्जुआ मे पडिच्छिदा ।** ને બદલ મેં **अविहा मोदआहिन्तो सरअं किण्णअज्जआ मे पडिअच्छदि ।** પાઠ કલ્પ્યો છે. **सरअ** ( સં. **सरक** )નો અર્થ દારૂ થાય છે; જુઓ **मेदिनी**. પ્રાકૃત **किण्ण** શબ્દ વિશેષણ છે, અને તેનો અર્થ ' રૂપાળું, શોભીતું ' થાય છે; જુઓ **देशीनाममाला**. આ પ્રાકૃત શબ્દ સાથે **किण्णिआ** વિશેષનામ સંબંધ ધરાવે છે. તે દારૂના પીઠાની કલાલણનું નામ છે. **अज्जआ (सं. आर्या )** માનાર્થ શબ્દ છે. શાસ્ત્રીજી **किण्डिल्लज्जुआ**-ને સ્થાને **कण्डिललड्डुआ** પાઠ કલ્પે છે. પરંતુ **लड्डुआ** બોલ ભાસના સમયનો હશે કે નહિ તે બહુ શક પડતું છે. જો એ પ્રચારમાં હોત, તો તે જ **मोदआणि**ને બદલે બધે વપરાયલો હોત. વળી **कण्डिल** સુરાકારના અર્થમાં એઓ યોજે છે, તે પણ જાણવામાં નથી.

૧૬૭ મૂળ **उम्मताउस**, કલ્પિત **उम्मत्ताउस्सं**; જુઓ ટિપ્પણી ૧૫૮

આપતો કે, ? દેઊં શાપ. [ ઓઠ ફફડાવે છે. ]

[ યૌગં૦ ]

ઓ બાપજી ! દયા રાખો.

શરાપ[168] ન દેશો. લે, મા'રાજ, તારા ગોફણિયા.

[ રુમ૦ ]

મહારાજ ![169] જો જતિનૂં કેવૂં પરિબળ છે તે.

[ વસં૦ આડું જોઈ ]

અજબ[170] છે ! નવસ્તર મૂડિયાના શરાપથી થથરતા પાગલે આ લાડવાનૂં છાબડૂં દે દીધૂં મારા પસારેલા હાથમાં.

[ રુમ૦ યૌગંધરાયણને ]

જા, જા, ઘેલા ! ચાલતો થા. જવા દેઊં છૂં.

યૌગંધરાયણ ચાલતો થાય છે.

---

૧૬૮ મૂળ **शविदुं**, કલ્પિત **शवेदु**. સરખાવો ટિપ્પણી ૨, કલ્પિત પાઠ **पेसेदु |**.

૧૬૯ મૂળ **बह्मणाउस**, કલ્પિત **बह्मणाउस्सं**: જુઓ ટિપ્પણી ૧૫૮.

૧૭૦ મૂળમાં ઉક્તિની શરૂઆતમાં **ईहामत्तएण** બોલ વધારે છે; તે મેં અનુવાદમાં તજી દીધો છે. પાછલા ભાગમાં **अग्गङ्गुलिआए पसारिदाए ठाविअ चिट्ठदि |** એવો પાઠ છે. તે બદલ મેં **अग्गहत्थे मे पसारिदे ठावेदि** । પાઠ લીધો છે. શાસ્ત્રીજી મૂળ જેવૂં છે તેવૂં જ સ્વીકારે છે અને અધૂરા અર્થની પૂર્તિ સારૂ વિશેષમાં **आणेहि मम मोदअमल्लअं |** ગાંઠનૂં ઉમેરે છે.

[રુમ૦ વસંતકને ]

મહારાજ! લાડુ લીધા. હવે [૧૭૧]કહે 'સવસ્તી!'

[ વસં૦ ]

અહા! [૧૭૨]આ તો લોક કે' છે તેના જેવું થયું;–
'કોને વસ્તુ ખપે છે, કોને એના વસુ ખપે છે.'
ભલે,[૧૭૩]ભલે. લો, 'સવસ્તી!'

રુમણ્વાન ચાલતો થાય છે.

[ વસં૦ આઘું જોઈ ]

[૧૭૪]આ તે કંઇ વાત?
દાન દીધું દેનારે ને પુણ્ય જોઇયે છે આને.
કેવું કહેવાય?

---

૧૭૧ મૂળ **सोत्थि वाचइस्ससि** ( પાઠાંતર **वाप्पमि** ) ।, કલ્પિત **सोत्थ वापहि** ।.

૧૭૨ મૂળમાં આ વાક્યને મળતી **एगस्स साडिआए कय्यं अवरस्स मुल्लेण** । પંક્તિ છે. તે ઉક્તિના આરંભમાં નહિ, પણ અંતે મૂકેલી છે. સંબંધ ઉપર નજર રાખી એને અહીં આરંભમાં ગોઠવી છે. એ આર્યાનું ઉત્તર દળ છે.

૧૭૩ મૂળ **मम केरएहिं सोत्थि वाआएमि** ।, કલ્પિત **भवदु भवदु । सोत्थि भवदो** ।. અક્ષરોનો મોટો ભાગ ખવાઈ ગયે કોઇએ ખોટો પાઠ કલ્પ્યો લાગે છે.

૧૭૪ મૂળમાં **मए वि कोडुम्बिअस्स हत्थादो पडिग्गह-गहीदाणि । ताणि** ( પાઠાંતર **पदाणि** ) **भवदो वि उवाअणं भविस्सदि । सो वि समिद्धो होदु** । એવો પાઠ છે. વધારાના

[ યૌગં અ ને રુમ૦ ને ધર્મશાળાએ જતા જોઈ]

[175]અહો, નવરતર જતિ અને દેવજી હુરિયો, એ તો ધરમશાળાએ સીધા સિધાવ્યા. ખરા બપોર થયા છે તો. [176]ચકલું એ ફરકતું નથી. ત્યારે એકાંત છે તેનો લાભ લેઈ [177]દખણાના દામ ઓટીમાં ઠેકાણે કરી હું પણ ધરમશાળામાં બપોર ગાળી નાંખું.

ત્રણે ચોબારી ધર્મશાળામાં એકઠા થતાં, અવરજવર બંધ જોઈ, લીધેલા વેષ તજી દે છે.

---

બોલ કાઢી નાંખી મેં નીચે મુજબ કલ્પિત પાઠ લીધો છે:–**ही ही मए पडिग्गाहअस्स गहीदाणि पदाणि । एसो अ सोत्थिस-मिद्धो भोदि ।.**

૧૭૫ મૂળ **एसो उम्मत्तओ अग्गिगिहं अहिमुहं गच्छइ ।**, કલ્પિત **सो अ उम्मत्तओ अ अग्गिगिहाहिमुहं गच्छन्ति ।**. એટલો ઉન્મત્તવેષધારી યૌગંધરાયણ જ નહિ, પરંતુ યતિવેષધારી રુમણ્વાન પણ ધર્મશાળાએ જાય છે. ત્યાં ભેગા થવાનો ત્રણેનો બેત છે. આથી જરૂર પુરતો ફેરફાર કરી લીધો છે.

૧૭૬ મૂળમાં **पुव्वण्हे वि** બોલ આરંભમાં અને **भविस्सदि** વાક્યના અંતમાં વધારે છે.

૧૭૭ મૂળ **दक्खिणामासआणि मग्गगेहे णिक्खिविअ गच्छामि ।**, કલ્પિત **दक्खिणामासआणि णिक्खिविअ अग्गिगिहं गच्छामि ।**. ગુરુને ત્યાં જવા નીકળેલો માણસ શિવાલયમાં શું કરવા રૂપિયા મૂકીને જાય ? પાઠ ચૂંથાઈ ભ્રષ્ટ બન્યો છે.

[ યૌગં૦ ]

મિત્ર ! અહીં કોઈ છે નહિ ને ?

[ વસં૦ ]

કોઇ નથી, સ્તીસટ ચોખ્ખારી છે.

[ યૌગં ૦]

આવો[૧૭૮] ત્યારે, આવો, ભાઇ, ભેટિયે.

[ વારાફરતી બેઉને ભેટતાં ]હાશ, હાશ. મિત્ર ! [૧૭૯]બેસો. તમે પણ રખડી રખડી થાકી ગયા હશો.

ત્રણે જણ[૧૮૦] બેસે છે.

[ યૌગં૦ ]

રાતનો તો પ્હોર પૂરે પાંશરે પસાર થયો;
અને હવે દિવસ વટાવવાનો આવ્યો. ખરે,

(વંશસ્થવિલ.)

વટાવિયો વાસર. કેમ વીતશે
નિશા ? વટી તે. દિન શી વિધે જશે ?

---

૧૭૮ મૂળમાં **माम्** બોલ ખૂટે છે, તે ઉમેરી લીધો છે. •

૧૭૯ મૂળમાં આના પછી **उभौ । बाढम् ।** એટલી ઉક્તિ વધારે છે.

૧૮૦ મૂળમાં આના પછી **यौगन्धरायणः । वसन्तक अपि दृष्टस्त्वया स्वामी ।** અને **विदूषकः । आम भो दिट्ठो तत्तभवं ।** એ બે ઉક્તિઓ વધારે છે. તેમનું યોગ્ય સ્થાન બે ઉક્તિઓ મૂકીને છે. સબબ મેં તે અહીંથી ખસેડી એની જગાએ ગોઠવી છે.

અનર્થ ભાવી ફરી એમ ચિંતતાં
સમો ગયો તે પુરતી જ શાંતતા. (ડા) ૨

[ રુમo ]

(વનવેલી.)

ખરૂં છે એ. કાળમાનના હિસાબે રજની ને દિવસમાં તફાવત નથી. તે છતાં એ બેમાં વટાવવી [૧૮૧]વસમી તો રજની જ. કારણ કે

(અનુષ્ટુપ.)

લોક[૧૮૨] ને ન્યાયની જેને મર્યાદા ન અડે અને
ગૂઢ ઘાવ કરે, એવા વેરીનૂં ભય રાત્રિએ. (ઢા) ૩

(વનવેલી.)

ભયનો એ સમય તો વટાવ્યો છે.

ડા અહીં ઔત્સુક્ય શંકા અને ચિંતાની શબલતા છે. અર્થાંતરન્યાસ અલંકાર.

ઢા કાવ્યલિંગ અલંકાર.

૧૮૧ મૂળમાં અહીં बन्धनेषु વધારે છે.

૧૮૨ મૂળ वा प्रतिरज्ञताम, प्रभाते दृष्टदोषाणाम् અને रजनी भयम्; કલ્પિત वाप्रतिसज्ञताम्, प्रभूतादृष्टदोषाणां અને रजनौ भयम्. શાસ્ત્રીજી वाप्रतिरज्यताम् પાઠ કલ્પે છે, અને બાકીનું મૂળ જેવું છે તેવું જ કબૂલ રાખે છે.

[ યૌગં૦ ]

[183] કહો વારૂ, મિત્ર વસંતક, મહારાજનો મેળાપ થયો ?

[ વસં૦ ]

સારી[184] રીતે થયો. આજે ચૌદશ હોવાથી એઓ ગંગાઘાટે ન્હાવાને પધારશે, એવું વિચારી હું એમની વાટ જોતો વ્હેલો ઊભેલો જ હતો.

[ યૌગં૦ ]

મહારાજ ન્હાયા ?

[ વસં૦ ]

ન્હાયા.

૧૮૩ મૂળમાં **स्वामिना सह कथितं ननु ।** છે. પરંતુ ઉત્તરભૂત ઉક્તિમાં વાત કરવાના અર્થનો કોઇ બોલ છે નાહ. એમાં તો જોવાના અર્થનો **णिज्झाओ** શબ્દ છે. એટલે પ્રશ્ન દર્શન કિંવા મેળાપ સંબંધી હોવો જોઇયે. આથી પ્રસ્તુત વાંધા પડતું વાક્ય જ કાઢી નાંખી તે બદલ ટિપ્પણી ૧૭૯ વાળૂં અસ્થાને ગોઠવાયલૂં વાક્ય **अपि दृष्टस्त्वया स्वामी ।** અહીં વાંચૂં છૂં.

૧૮૪ મૂળ **चिरं पञ्च च ह्मि तत्तभोदा ओवज्झो ।**, કલ્પિત **चिरं तत्तभवं णिज्झाओ ।**. ઉક્તિના ઉત્તર ભાગમાં **ण्हाअपाणो पडिवालिदो अ ।** છે, તેની રચના સાથે બંધ બેસતી વાક્યયોજના આ છે. ભોંય સ્હેજ ખવાઈ ગયે ભ્રષ્ટ પાઠ ગોઠવાયો લાગે છે.

[ યૌગં૦ ]

પૂજા કરી ? (ણા)

[ વસં૦ ]

પ્રણામથી

કરી

[ યૌગં૦ ]

હરિહરિ ! આવી રાજાજીના [૧૮૫] દશા થવી ?

(વસંતતિલકા.)

જે નિત્ય પૂજન કરી પરવારતામાં
પુણ્યાહ વિપ્ર વદતા, નદતાં દદામાં.
અર્પી [૧૮૬] પ્રણામ તિથિપૂજન સાધતાં એ
બેઠી ખટાખટ ખણંગ ખણંગ થાયે ! (તા) ૪

[ રૂમ૦ ]

(વનવેલી.)

તમે આમ આદરી બેઠા છો, તેથી મહારાજ
નિત્યનો[૧૮૭] વૈભવ નક્કી પામી ચૂક્યા સમજું છું.

ણા આ પ્રશ્નો પૂર્વના અભ્યાસને લીધે યૌગંધરાયણના મુખમાંથી નીકળી જાય છે.

તા વિષાદ સંચારી છેઃ તેને વિષમ અલંકાર દીપાવે છે.

૧૮૫ મૂળ **बहुमताम्**, કલ્પિત **अबहुमताम्.**

૧૮૬ મૂળ **दैवप्रणाम**, કલ્પિત **देवप्रणाम.** આવી જ રીતનો **દેવ** અને **દૈવ**નો ગોટાળો ટિપ્પણી ૮૨માં પૂર્વે નોંધ્યો છે, તે જોવો.

૧૮૭ મૂળ **उचितं तिथिसत्कारमानेष्यति स्वामिनः ।,**

[ યૌગં૦ ]

એક કામ કરો. મિત્ર વસંતક! તમે પાછા જાઓ, રાજાજીને મળો; ને એમને વીનવો કે અહીંથી સિધાવી જવાની જે વાત કરી હતી, તેનો જોગ આવતી જ કાલે સાધી લેવાનો છે. એ મુદ્દે નલાગિરિનાં રૂહેવાનાં ન્હાવાનાં તથા પોઢવાનાં સ્થાન, ખાનપાનની બનાવટો, ને ભોજના પદાર્થ ઔષધોને નામે મંતરેલી જડીબુટ્ટીએ સજડ દૂષિત કરી દીધાં છે; જેથી કરીને એ આઠે જામ મસ્તીમાં જ રૂહે છે. વળી એના ભણી વાતા પવનમાં મૂકવાનો બીજા ગંધગજનો જે મદ જોઇયે, તે પણ મેં એને[૧૮૮] ઉશ્કેરવાને તૈયાર જ રાખેલો છે. ત્યમ વળી [૧૮૯]હાથીથાન પાસે થોડા સૈનિકોની

કલ્પિત **उचितं सत्कारमानेष्यति स्वामिनम्** ।. અહીં **उचित**નો અર્થ usual, customary છે, તે ન સમજનારે **तिथि** બોલ ઊમેર્યો છે. બાકી **स्वामिनम्** ને બદલે **स्वामिनः** છે, તે તો લેખકદોષ છે. અન્યત્ર એકવચનનો જ પ્રયોગ છે.

૧૮૮ મૂળ **सज्ञितो धूपः । रोषप्रतिकूलोऽस्य सज्ञितो प्रतिगजमदः ।**, કલ્પિત **रोषं प्रति सज्ञितोऽस्य प्रतिगजमदः ।**. મૂળ દેખીતું જ ભ્રષ્ટ છે. **धूप** મૂકવાનું પ્રયોજન કહ્યું નથી તે જ બતાવી આપે છે, કે **सज्ञितो धूपः ।** બોલ કવિના નથી; કોઇએ પાછળથી ઊમેર્યા છે. **धूप**નો **मन्त्रौषधिनियमसंभृतपुराणकर्म**માં સમાસ થાય છે.

૧૮૯ મૂળ **शालासंनिकृष्टम्**, કલ્પિત **शालायाः संनिकृष्टम्**.

તુકડી મેં મૂકેલી છે; પડોશના વાસને તે ફૂંકી મૂકી ગજશાળાને એ લાહ્ય લગાડશે, કારણ કે હાથી આગ ભાગા ભારે ભડકે છે. ઉપરાંત દેવળોમાં જોસ ભેર શંખ અને દુંદભિ વગાડવાનો ઘાટ પણ ઘડેલો છે; શાથી જે[૧૯૦] એ નાદ હાથી ગાંડાતુર બને છે. બીજી બધી નિર્ધારેલી જોગવાઈ સધાશે કે શંખ અને દુંદભિનો ઘોર થશે. તે ઘડીએ પ્રદ્યોતને રાજાજીનો આશ્રય લેવો પડશે. મસ્તાના નલગિરિને વશ કરવાને તેઓ પોતે મહારાજને વીનવશે ને બંધનથી મુક્ત કરશે. એ વારે પ્રભુ સાથે પરવશ પડેલી જે ઘોષવતી, તેને લેઈ મહારાજ મેગળને વશ કરી [૧૯૧]એ પર સવાર થશે. અને પછી

( શાર્દૂલવિક્રીડિત.)

સેના પૂંઠ થતી ગણી ન વધજો વારે [૧૯૨]જવે ચિત્તને.
ત્રાડો સિંહતણી શમ્યા અવલ તો વિંધ્યાટવી નીઠશે.

---

૧૯૦ મૂળ **गजपतिचित्तोद्भ्रमणार्थम्**, કલ્પિત **गजपतिचित्तोद्भ्रमणार्थाः**.

૧૯૧ મૂળમાં અહીં **तदानीं** અવ્યય ગદ્યભાગના મધ્યમાં અને **ततः** આરંભે તથા સમાપ્તિએ વાપર્યા છે. બંને **ततः** વધારે પડતા હોવાથી મેં તજી દીધા છે.

૧૯૨ મૂળમાં **सेनाभिर्मनसानुबद्धजघनं कृत्वा जवे वारणं**

વાળા દુર્વિધ વારણે, સુવિધ એ વાળા જઈ વારણે,
દટ્ટી દુશ્મન રાન ને સ્વપુરની એકે જ જોશો દિને. (થા) ૫

[ રુમ૦ ]

(વનવેલી.)

મિત્ર ! શું વિચારો છો ?

[ વસં૦ ]

એ જ કે આ ભગીરથ.
યત્ન ધૂળ મળે છે.

[ યોગં૦ ]

એમ કેમ ? અમને શું
શત્રુઓએ [193] ઓળખ્યા છે ?

[ વસં૦ ]

એક વાર મને તો એ
ઓળખે, પછી તમને.

---

થા પહેલા ચરણમાં ઉપમા ગમ્યમાન છે; બીજામાં અતિશયોક્તિ છે; અને ત્રીજામાં વ્યાઘાત છે. એ ત્રણ ચોથા ચરણના પર્યાયોક્તનું પોષણ કરે છે.

---

છે. એનો અર્થ શાસ્ત્રીજી આપે છે, તે બહુ ક્લિષ્ટ છે. આથી મેં **सेनाभिर्मनसोऽनुबद्धजघनं युक्त्वा जवे वारणं** પાઠ યોજ્યો છે. એનો **सेनाभिरनुबद्धजघनं वारणं मनसो जवेन युक्त्वा** એ રીતે અન્વય કરવાનો છે. અહીં **मनसो** ને **जवेन**નો દૂરાન્વય છે, તેવો શ્લોક ૬ માં **श्रुत्वा** અને **शब्दापनम्** ના સંબંધમાં પણ જોવામાં આવે છે.

૧૯૩ મૂળ **विज्ञातारः।** કલ્પિત **विज्ञाताः।** કે **विज्ञाताः स्मः।**

[ યૌગં૦ ]

ત્યારે જે આ યત્ન ધૂળ મળે છે, તે કોને લીધે ?

[ વસં૦ ]

મહારાજને લીધે જ;[૧૯૪] બીજા કોને ?

[ યૌગં૦ ]

કેવી રીતે ?

[ વસં૦ ]

અંતે મિત્ર સાંભળશો.

[ યૌગં૦ કમ૦ કાન માંડીને ]

ચાલો, કહો.

[ વસં૦ ]

આ અંધારી આઠમ ગઈ તે દિને, કારાગૃહ મૂકીને આગળ જતાં જે [૧૯૫]અવંતિસુંદરીનું દેવસ્થાન આવે છે ત્યાં, કુંવરી [૧૯૬]વાસવદત્તા

૧૯૪ મૂળ **अत्तकय्यदाए**, કલ્પિત **अत्तकिदा**. પૂર્વ ઉક્તિમાંના **कार्य** બોલના સામિપ્યથી પાઠ કદાચ બગડ્યો હોય.

૧૯૫ મૂળમાં **भअवदीए अवन्तिसुन्दरीए जकूखणीए** છે. હું ધારૂં છું કે જેમ **त्रिपुरसुन्दरी** દેવીનૂં નામ છે, તેમ **अवन्तिसुन्दरी** પણ કોઇ યક્ષણીનું નહિ, પણ **अवन्ति** એટલે ઉજ્જયિનીની અધિષ્ઠાત્રી દેવી–નગરદેવતાનૂં નામ છે. આથી મેં **जकूखणीए** બોલ તજી દીધો છે.

૧૯૬ મૂળમાં **अर्ह्यि णाम** બોલ વધારે છે.

ધાવને જોડે લેઈને દર્શને પધાર્યાં હતાં. કન્યાઅવસ્થામાં ખુલ્લા વાહનનો બાધ નહિ; તેથી તે ઉઘાડી સુખપાલમાં બિરાજ્યાં હતાં. તેમની સવારી, છંટકાવ કરવાની નીક ઊભરાઈ લપસણું થયું હતું તેથી રાજ-માર્ગ તજી, કારાગૃહ ભણીથી સિધાવી.

[ યોગં૦ ]

પછી ?

[ વસં૦ ]

તે ટાણે રાજાજી શિવુભા દરોગાની રજાથી કારાગૃહદ્વારે ખુલ્લી હવામાં ઊભેલા હતા.

[ યોગં૦ ]

હાં, પછી શું ?

[ વસં૦ ]

ત્યાં આગળ સુખપાળવાળા ખાંધ બદલવા માટે થોભ્યા. એટલે કરીને સ્હેજે રાજકુમારી નજરે પડયાં અને રાજાજીએ એમને ટીકી ટીકીને જોયાં.

[ યોગં૦ ]

અને પછી પછી ?

[ વસં૦ ]

પછી બીજું શું ? હવે તો

૧૯૭કારાગૃહ તે થયું છે ક્રીડાગૃહ.(दा)

[ રુમ૦ ][198]

અરે, મહારાજ મોહફંદમાં ફસાયા કે ?

[ વસં૦ ]

અફસોસ! એ તો કે' છે તેવું થયું:–

'આવે સંકટ સામટાં[199].'

दा લક્ષણામૂલક ધ્વનિ.

૧૯૭ મૂળમાં **बन्धणं दाणिं पमदवणं संभाविअ पउत्तो राअलीलं कत्तुं ।** છે. આવી રીતનો પાઠ સ્વીકારવાથી રાજાને વાસવદત્તાનો મોહ લાગ્યાની વાત ઉક્ત બને છે; અને તેમ થતાં આના પાછીની **न खलु तां प्रति समुत्पन्नाभिलाषः स्वामी ।** એ ઉક્તિનો અવકાશ નથી રહેતો. આ કારણથી **संभाविअ पउत्तो राअलीलं कत्तुं** એટલો જે વધારાનો ભાગ છે, તે મેં અનુવાદમાં તજી દીધો છે.

૧૯૮ મૂળમાં આ ઉક્તિ યૌગંધરાયણના મુખમાં મૂકી છે. એમાં વક્તાના ચિત્તના ક્ષોભનો નિર્દેશ છે. હવે કંઇ પણ ક્ષોભ પામ્યો હોય, તો રુમણ્વાન પામ્યો છે. યૌગંધરાયણ તો શાંત–સ્વસ્થ છે. આથી હું ઉક્તિના આરંભે **यौगन्धरायणः ।** બદલે **रुमण्वान् ।** વાંચું છું. વક્તાના નામનો હેરફેર પૂર્વે ટિપ્પણી ૧૬૬ માં પણ નોંધ્યો છે.

૧૯૯ મૂળ **सङ्घआरिणो अणत्थ त्ति,** કલ્પિત **अणत्था सङ्घआरिणो त्ति.** અહીં **त्ति** અવ્યયના પ્રયોગથી સમજાય છે કે એના પૂર્વેનો ભાગ કશાકમાંથી ઊતારો છે. એવા ઊતારા ઘણે ભાગે પદ્યાત્મક હોય છે. આ સમજથી **अणत्था सङ्घआरिणो** પાઠ મેં કલ્પ્યો છે. એ અનુષ્ટુપનું ચરણ છે. કદાચ એનું મૂળ સંસ્કૃત ચરણ **अनर्थाः सङ्घचारिणः** હોય.

[ યૌગં૦ ]

મિત્ર રુમણ્વાન ! હૈયૂં
હાથ રાખી એ કહે તે
સાંભળિયે.[૨૦૦]

[ વસં૦ ]

[૨૦૧]એ લપટે લપકાઈ રાજાજી કે'તા હતા, જે મિત્ર વસંતક ! તું અમાત્યને જણાવજે કે તમે સારી યોજના ઘડી છે. એ મને ગમી છે.[૨૦૨] [૨૦૩]સાથે સાથે પ્રદ્યોતને ૫ટકો લગાવવાની હું પણ આ રમત રમું છું. તેને કામચેષ્ટા લેખી તમે હલકો વિચાર આણશો નહિ.

[ યૌગં૦ ]

અરે ! આ તે મહારાજ કહે છે શું ?
એમને તે શત્રુઓ હસાવવા છે ?

---

૨૦૦ મૂળમાં આના પછી **अनेनैव वेषेण जरा गन्तव्वा ।** એ વાક્ય વધારે છે. અહીં તે અસ્થાને છે; માટે મેં તજી દીધું છે.

૨૦૧ મૂળમાં આરંભે **भो** વધારે છે.

૨૦૨ મૂળ **ण रोअदे**, કલ્પિત **णं रोअदे**. અનુસ્વાર ઊડી જવાથી પાઠ બગડયો છે. જુઓ ટિપ્પણી ૧૪૬,૧૫૨.

૨૦૩ મૂળ **समाणे गमणे पज्जोदस्स अवमाणविसेसो चिन्तीअदि । मा कामप्पधाण त्ति मं अवमण्णेहि । अवमाणस्स अवजिदिं अण्णेसामि त्ति ।**, કલ્પિત **समाणे पज्जोदस्स**

એઓ આ તે [204]ધારે છે શું? એમને તે લાજ કોરે મૂકવી છે? એઓ આ તે કરે છે શું? એમને તે સ્વજન સંતાપવાં છે? વત્સરાજ પ્રેમની રમત રમવા કરે છે, પણ તેઓ નથી જોતા સ્થાન અને નથી જોતા એ સમય. હરિહરિ!

(શાર્દૂલવિક્રિડિત.)

પોઢે ભૂતળ સાથરો કરરચી, ત્યાં પ્રીતડી આદરે!
પાયે સાંકળ લોહની ખણખણે, ત્યાં મોહ ચિત્તે ધરે!
વેઠી બંધનનું વિડંબન વદું ' જે, જે, પ્રથીનાથ! ' એ
માને મુગ્ધ બની પ્રપંચ રતિના[205]કોને રુચે આ અરે?(ધા)૬

ધા વિષમ અલંકારનો ધ્વનિ છે.

**अवजिदि अण्णेसामि । मा कामप्पधाण त्ति मं अवमण्णेहि त्ति ।**. કોઇએ **अवजिदि** ઉપર **अवमाणविसेसो** એવી ટિપ્પણી લખી હશે, તે મૂળમાં ભળી જઈ ગોટાળો ઉત્પન્ન થયો છે.

૨૦૪ મૂળમાં **अहो निरपत्रपता खलु बुद्धेः । अहो सुहृज्जनसंतापकारणम् । अदेशकाले ललितं कामयते स्वामी । कुतः** એ રીતે પાઠ છે. ઇબારત ઉપર નજર રાખી હું નીચે મુજબ પાઠ લેઊં છું:–**अहो सुहृज्जनसंतापकारणं अदेशकालललितम् ।**. આગામી શ્લોકનો અર્થ ધ્યાનમાં લેતાં **कामयते स्वामी** વધારે પડતું છે; કેમકે પૂર્વાર્ધથી તે ગતાર્થ છે. **खलु** અવ્યયની પણ ખાસ જરૂર નથી.

૨૦૫ મૂળમાં **कः श्रुत्वा न भवेद्धि मन्मथपटुः** છે. અહીં હું નિષેધાર્થ **न** બદલ પ્રશ્નાર્થ **नु** વાંચું છું.

[વસં૦]

(વનવેલી.)

ત્યારે એમને મૂકિયે પડતા ને
પકડિયે રસ્તા. થયું, અંતરના
ભક્તિભાવ આપણે બતાવી ચૂક્યા;
પુરુષપ્રયત્ન[૨૦૬] પણ કરી છૂટયા.(ना)

[યૌગં૦]

વસંતક ! તમે તો બટકબોલા
એના એ જ વસંતક રહ્યા. ભાઇ,
એ કહો છો તેમ તે થતું હશે કે ?

(અનુષ્ટુપ.)

કામે ને વિધિએ વામે પીડાતા પ્રિય રાય એ
સમો ના ઓળખે, તેને રાજભક્તે તજાય કે ? (पा) ૧૭

[વસં૦]

(વનવેલી.)

આમ ને આમ જ ડાચાં મળી જશે
અને માથે પળિયાં એ આવશે.

ना આ અને એ પછીની વસંતકની વક્રોક્તિ યૌગંધરાયણના ઉત્સાહનું પોષણ કરે છે. સ્વામી પ્રત્યેની રતિ એ ઉત્સાહનું અંગ છે.

पा કાવ્યલિંગ અલંકાર.

૨૦૬ મૂળ णिव्विट्ठं पुरुसआरं, કલ્પિત णिव्विट्ठो पुरुसआरो ।

[ યૌગં૦ ]

તે એ વાહ! ઘણું સારૂં.

[ વસં૦ ]

લોક જાણે

તો તો [207]સારૂ ખરૂં. પણ આપણે આ

મથી મરિયે છિયે તે એમને ક્યાં

ખબર છે?

[ યૌગં૦ ]

લોકને શું કરવા છે?

ધણીનું આ હિત સાધિયે છિયે.

[ વસં૦ ]

ધણીના એ લક્ષામાં તે છે નહિ ને.

[ યૌગં૦ ]

આવશે લક્ષામાં સમો આવ્યે.

[ વસં૦ ]

હવે

સમો ક્યારે આવવાનો?

[ યૌગં૦ ]

એ આવશે

જશના કરીશૂં ત્યારે.

૨૦૭ મૂળ सिल्लाहणीआ, કલ્પિત सिल्लाहणीअ.

[ વસં૦ ]

મહારાજ

એકલાની વાત નથી. જાણો છો ?
વાસુકુમારીને સાથે લેવાનાં છે.
એ એને કારાગૃહેથી અને કન્યા-
પુરેથી [૨૦૮] કાઢી જજો ને.

[ રુમ૦ ]

કેવા કાઢી

જઈયે છિયે તે તમે જોજો. [૨૦૯]

[ યૌગં૦ ]

હા, હા,

એઉને એ અમે લેઈ જઈશું. આ
પણ મારી પ્રતિજ્ઞા છેઃ–

(અનુષ્ટુપ.)

હરી પાર્થે સુભદ્રાને તેમ એ રાજવારણ
ન હરે પદ્મિનીને, તો ન હું યૌગંધરાયણ. (फा) ૮

અને હું જ એઉને લઇ જઈશ.

फा શ્લેષપોષિત ઉપમા.

૨૦૮ મૂળમાં અહીં तादिसो વધારે છે.

૨૦૯ મૂળ द्रष्टव्यः, કલ્પિત द्रष्टव्यम्.

(અનુષ્ટુપ.)

એ એ સ્વામી, અને એ એ કુંવરી મનમોહન
લેઈ જો નવ જાઉં, તો ન હું યૌગંધરાયણ. (વા) ૯

[ કાન માંડી ]

(વનવેલી.)

જુઓ લોક આવતા જતા તો નથી ?
પગરવ જેવું સંભળાય છે.

[ વસં૦ ]

હું જોઉં.

[ જઈ પાછો આવી ]

દિવસ નમ્યો છે, તેની ઠંડકમાં
કોઈ જતા અને કોઈ આવતા એ
જણાય છે. શું કરીશું ?

[ રુમ૦ ]

ધર્મશાળા ચોબારી છે. શી ચિંતા છે ?
આપણે આ જુદે જુદે બારણેથી
જુદા પડી જઈયે.

રુમણ્વાન અને વસંતક પોતપોતાના વેષમાં જુદે જુદે બારણે ચાલતા થાય છે.

[ યૌગં૦ ]

નહિ, નહિ. જુદા પડે દુશ્મનો.
આપણે તો એકગાંઠ છિયે. (ભા)

[ બારણે નીકળતાં પાછો ગાંડાના વેષમાં ]

---

વા આ અને એના પૂર્વના શ્લોકમાં ઉત્સાહનું નિરૂપણ છે.
ભા શ્લેષ અલંકાર.

(ચતુર્લેવ જોટકણું.)

અરે અરે ! ચંદરમાને
રાહુ ગળી જાય છે.
મૂક, અલ્યા. મૂક, મૂક.
નહિ મૂકે, તો અચૂક
જાણ કે આ ચક્ર આવ્યું
અને ડાચું ચીરી નાંખ્યું.
અહા ! ટટ્ટુ, ટટ્ટુ [૨૧૦]આવ્યું.
એ પડયું છે ભૂલું.
વાહ ! ત્યારે ચડી બેસું.
અને ઊભ બજારે એ
ટટવાને મારી મૂકું.
ચકલામાં બાકળા
મૂક્યા હશે તે ખવાશે.
અરે ![૨૧૧] મને ઈંટ વાગી.

---

૨૧૦ મૂળ एशो एशो दुट्ठअस्शो परिब्भट्ठे आअच्छदि।, કલ્પિત एशो दिट्ठे अश्शो पलिब्भट्ठ।. ઘોડો તોફાની (दुष्ट) હોય, તો ગાંડો તેના ઉપર ચડી બેસવાની હિમ્મત કરે નહિ. दुट्ठने સ્થાને दिट्ठे વાંચ્યા પછી आअच्छदि પદ નકામું છે.

૨૧૧ મૂળમાં एशो एशो दालअभट्टा मं तालेइ। मा खु मा खु मं तालेथ। किं भणाशि। अह्माणं किंपि णाबेहि त्ति। दक्खह दक्खह दालअभट्टा। एशो दालअभट्टा पुणो वि मं तालेइ इट्ठिआहि। मा खु मा खु तालेथ। तेण हि अहं पि ता-

એ ! એ ! મને મારો નહિ.
હેં ? હેં ? ભાઇ ! શું કહો છો ?
'નાચ, જરા નાચ તો.'
નાચું ત્યારે. જુઓ, જુઓ.
તાતા થેઈ, થનનન.
આંહ ! ઈંટ મારો છો કે ?
નાશ, 'બે લાડા ! ધોધર આવ્યા. (મા)

પોબારા ગણે છે.

---

મા ગાંડાના વેષમાં ઉન્માદ ભાવનું નિરૂપણ છે.

લેમિ।, એવો વચન પુરુષ વગેરેના ગોટાળાવાળો પાઠ છે; તે મેં નીચે મુજબ સુધારી લીધો છેઃ–एदे दालअभट्टारो इट्ठिआहि मं तालेन्ति। मा खु मा खु मं तालेध। किं भणह। अह्माणं किंपि णच्चेहि त्ति। पेक्खह दालअभट्टारो। एदे पुणो त्रि मं तालेन्ति। तेण हि अहं पलाएमि।

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## વિષ્કંભક ૨.

સ્થળ ઉજ્જયિનીમાં રૂપલી કલાલણના પીઠા પાસેનો રાજમાર્ગ.

હાથીથાનનો રખવાળ રખોજી પ્રવેશ કરે છે.

[ રખોજી ]

(વનવેલી.)

વાસુબા સાહેબશ્રીની ભદ્રવતી હાથણીને
જળક્રીડાનો સમય થયો છે; ને [૨૧૨]હાથણીની
ચાકરી જે કરે, તે તો છે નહિ. હું ક્યારનો એ
ખોળૂં છું; છતાં એ એનો પત્તો લાગતો નથી. એ
ક્યાં ગયો હશે? અરે ફૂલુભા! તમે ગટિયાને

---

૨૧૨ મૂળમાં **वासवदत्ताए उदए कीलिदुकामाए भद्दवदीपरिचारअं** છે. એ પાઠથી, વાસવદત્તાએ જળક્રીડા ઇચ્છી ભદ્રવતી મગાવી હોય, એવો આભાસ થાય છે. શાસ્ત્રીજી વાસવદત્તાને જળક્રીડાના સ્થાને જવા ઇચ્છતી વર્ણવે છે અને ભદ્રવતીના પરિચારકની શોધમાં આવનારને કન્યાપુરનો રાજસેવક કહે છે, તે એ આભાસને લીધે છે. વાસ્તવિક રીતે રખોજી ગજશાળાનો અધ્યક્ષ છે. હાથણીને પ્રાતઃસ્નાનનો સમય થયો હોવાથી તે ગટિયા( **गात्रसेवक** )ને શોધે છે. આવા અંતર્ગત અભિપ્રાયથી **वासवदत्ताए उदए कीलिदुकामाए भद्दवदीए परिचारअं** એવો પાઠ મેં લીધો છે.

કહીં ભાળ્યો[213]? શું કહ્યું, ભા?[214] 'રૂપલીકલાલણના પીઠામાં એ બેઠો બેઠો મદ પીએ.' ઠીક. જે, જે. પેલું રૂપલીનું પીઠું. અહીં રહીને જ એને હાક મારૂં. મારે માંહી જવાનું કારણ નથી.

[ પીઠા તરફ મ્હોંથી ] અરે ગટિયા ! ગટિયા !

[ પડદા પાછળ ]

(વનવેલી.)

કુણુ આ મને રાજમાઆરગે 'ગઠિયાઆ ! ગઠિયાઆ !' કહી હાંક માઆરે સે ?

[ રખોજી ]

અહા ! દારૂનો ગરાડી આવ્યો ખરો.
એણે શો ગજબ દારૂ ઠાંસ્યો છે !
લ્હેરમાં ને લ્હેરમાં એ કેવો ડોલતો હીંડે છે !
અને એ પીધેલની આ આંખો તો,
જાણે[215] બે જાસુનાં ફૂલ હોય, તેવી

૨૧૩ મૂળમાં गत्तसेवअं ण पेक्खसि । છે. અહીં નિષેધાર્થ અવ્યય અસ્થાને છે. તેને બદલે હું પ્રશ્નાર્થ णु વાંચું છું; જુઓ ટિપ્પણ ૨૦૫.

૨૧૪ મૂળ किण्डिल કલ્પિત कण्णिआ. શાસ્ત્રીજી સુધારી कण्डिल વાંચે છે; અને कण्डिल વિશેષણનો અર્થ मत्त આપે છે. પરંતુ એ અર્થમાં कण्डिल બોલ વપરાટમાં છે નહિ. જુઓ ટિપ્પણી ૧૬૬.

૨૧૫ મૂળ जचापुप्फं विअ रत्तलोअणो, કલ્પિત जचापुप्फरत्तलोअणो.

ઘેરી લાલઘૂમ છે.

એના[216] માર્ગમાં જ હું ઊભો રહું.

રખેવાજી માર્ગમાં ઊભો રહે છે. એવે દારૂમાં ચકચૂર ગટિયો (या) પ્રવેશ કરે છે.

[ ગટિયો ]

કુણ્ણુ આ મને રાજમાઆરગે 'ગઠિયાઆ! ગઠિયાઆ!' કહી હાંક માઆરે સે? [217]મીઠ્ઠડા મદની પિયાલી હાથે પીઈઠ્ઠામાં મને કીણ્ણી દીઠો હોહે. અહાહાઆ! એવી મઝા! એવી મઝા!

(આથા.)

તીઠ્ઠખ્ખાં[218] ને તમતમતાંઆંઆં

---

या ભદ્રવતીના પરિચારકના વેષમાં કવિએ મદ નામે સંચારી ભાવનું નિરૂપણ કર્યું છે. એ મદ અહીં હાસ્ય રસને પોષે છે.

---

૨૧૬ મૂળમાં पहस्स पुरदो ण चिट्ठिस्सं। છે. એમાંના નિષેધાર્થ णને બદલે અવધારણાર્થ णं અવ્યય હું વાંચું છું. અનુસ્વારના લોપથી થયેલા ण ને णं ના ગોટાળા બાબત જુઓ ટિપ્પણી ૧૪૯, ૧૫૨, ૨૦૨.

૨૧૭ મૂળમાં पाणागारादो णिक्कन्तो चिट्ठ ह्मि। मम सुसुरेण सुरहेण अमुदअमहुपण છે. આ ગદ્ય છે, તે એની પછીના ભ્રષ્ટ પદ્ય સાથે ભળી જઈ ગોટાળામાં વધારો થયો છે. તે દૂર કરવા મેં पाणागारे केण वि दिट्ठ ह्मि सुमिट्ठसुराभरिद-महुपण। પાઠ યોજ્યો છે. ગટિયાને પીઠામાં કુલુભાએ દારૂ પીતો દીઠો હતો.

૨૧૮ મૂળમાં चिदमरिअलोअरूज्जिये मंशखण्डे मुहे

બખબોટાં ઝીએ ભર્યાં પચરકાવ્યાંઆંઆં;
નેએ મદ રૂઉપાંબઇનાંઆં
ભબ્ભ ભભકતાંઆં ગટગટાવ્યાંઆંઆં. (रा) ૧

હાચે જ

(ગાથા.)

મમમદથી [૨૧૯]મધમધ ધન તેએએ !
લદબદ મદથીઈ બનેએલ ધનધન તેએએ!

---

रा સ્વભાવોક્તિ અલંકાર. ગાથાનું શુદ્ધ રૂપ નીચે પ્રમાણેઃ–
તીખાં ને તમતમતાં બોટાં ઝીએ ભર્યાં પચરકાવ્યાં;
ને મદ રૂપાંબઇનાં ભબ્ભ ભભકતાં ગટગટાવ્યાં.

---

**पक्खित्ते। अणुसारज्ज वि पीदा अत्ताणं दण्डअज्जुआ होइ॥** છે. પાઠ બહુ ભ્રષ્ટ છે, તેમ છતાં એ અસલ તે પદ્યાત્મક હોય એમ જણાઈ આવે છે. મૂળ પ્રથમ છાપ્યું ત્યારે શાસ્ત્રીજીએ ઉત્તર ભાગ પદ્યાત્મક ગણ્યો હતો. તે પછીની સટીક આવૃત્તિમાં પૂર્વ અને ઉત્તર બંને ભાગને શાસ્ત્રીજીએ ગદ્ય લેખ્યા છે. અસલ આ ગાથા છે; ને તે હું નીચે મુજબ યોજું છું:—**घिदमरिअलोणरत्तिदा मए मुहे मंसखण्डआ क्खित्ता। अण्णं सुरा वि पीदा णं अज्झाकिण्णिआगेहे॥**. કલાલણના નામ બાબત જુઓ ટિપ્પણી ૧૬૬.

૨૧૯ મૂળમાં **घण्णा सुराहि मत्ता घण्णा सुराहि अणुलित्ता। घण्णा सुराहि ण्हादा घण्णा सुराहि संजविदा॥** પાઠ છે. આ ભાગ પણ પદ્યાત્મક જણાય છે. હું એનો ગાથારૂપે આ પ્રમાણે ઉદ્ધાર કરૂં છું:–**धण्णा सुराइ मत्ता धण्णा गत्ते सुराइ अणुलित्ता। धण्णा सुराइ ण्हत्ता धण्णा अ सुराइ संण्हविदा॥**.

વવવધુ ધનધન મદ્દેંઍંધટઅ !
ધજ ધન, ઘેએલા મદેએએ જણુ જેએએ!(ला) ૨

હૂં તાં ઇછિમિ કૂં સુણીં, જે

(ગાથા.)

ધન ૨૨૦વણુ મદનાં વલખેએએ
તલખે તીઇના દખે ખણેએ જણુ જેએએ
મમમદનાં માંઆંનશ્વરોઓાવર,
ધન તેએ ધનવાઆન! ધન ધન તેએએ!(वा) ૩

---

ला સાર અલંકાર. ગાથાનૂં શુદ્ધ રૂપ નીચે પ્રમાણેઃ—
મદથી મધમધ, ધન તે! લદ્દબદ મદથી બનેલ, ધન ધન તે!
વધુ ધન ધન મદ્દેંધટ ! ધજ ધન, ઘેલા મદે જણુ જે !

वा શ્લેષોત્થાપિત પરિસંખ્યાનો ધ્વનિ છે. તેને પ્રથમ વાક્યનો કાવ્યલિંગ અલંકાર પોસે છે. ગાથાનૂં શુદ્ધ રૂપ નીચે પ્રમાણેઃ—
ધન વણુ મદનાં વલખે તલખે તીના દખે ખણે જણુ જે
મદનાં માંનશ્વરોવર, ધન તે ધનવાન ! ધન ધન તે !

---

૨૨૦ ઉપરની બે ગાથાની પેઠે આ ત્રીજી ગાથા પણ મૂળમાં અત્યંત ભ્રષ્ટ રૂપમાં મળી આવે છે. ઉપલબ્ધ પાઠ **अधणा अत्तणो पुत्तदाराणं कट्ठं पिट्ठं सुणन्ता जे मूढा णरा सुसमिद्धा सुरात-डाअं ण जोजअन्ति तो झाणे जमलोए वा णरअं अत्थि णत्थि अ।** એ પ્રમાણે છે. પૂર્વની બે ગાથાના ભ્રષ્ટ પાઠમાં પદ્યત્વનો આભાસ થતો હતો; પરંતુ અહીં તો તે પણ નથી. છેવટનો **णरअं अत्थि** વગેરે ભાગ તો કવિતા બહારનો વધારો છે. એ ક્ષેપક ભાગ તજી દેઈ અસલ હૂં નીચે મુજબ ગોઠવૂં છૂંઃ—**अधणाण अपत्तसुराण कट्ठपुट्ठिं खु मुणिअ सुसमिद्धा। जे उण सुरातडाए जोएन्ति जअन्ति ते लोए ॥.**

[ રખોજી ] અરે ભટિયા !

(વનવેલી.)

વાસુબા[221] સાહેબશ્રીની ભદ્રવતી હાથણીને જળક્રીડાનો સમય થયો છે; ને તું તો મત્ત બનેલો છે !

[ ભટિયો ]

બરાબર સેઓ.

(ગાથા.)

હું[222] મત્ત, હાથણીય પણુ
મમમત્ત, તમેઓ મત્ત, દેએવજી કુરિયૌઓઓ

---

૨૨૧ મૂળમાં को काल्लो तुमं भणेसामि । भट्टिदारिआए वासवदत्ताए उदए कीलिदुकामाए भद्दवदी ण दीसदि । तुमं आअ मत्तो आहिण्डदि । છે. આમાં ભદ્રવતી ગૂમ થયાનું આવ્યું છે. પરંતુ ' ભદ્રવતી છે નહિ ' એ વાત તો રખોજી પાછળથી ભટિયાના મ્હોથી જાણે છે. બીજી રીતે પણુ પાઠ દૂષિત છે. ટિપ્પણી ૨૨૨ વાળી ઉક્તિની મદદથી મેં को कालो भट्टिदारिआए वासवदत्ताए भद्दवदीए उदए कीडिदुकामाए । तुमं दाव मत्तो त्ति પાઠ યોજ્યો છે.

૨૨૨ અહીં પણુ પદ્યનું ગદ્ય થઈ ગયું છે. ઉપલબ્ધ પાઠ ता अ पं मत्ता, तो पुरुसो वि मत्तो अहं वि मत्तो तुमं पि मत्तो सव्वं मत्तसमं होइ । છે. પાઠાંતરની મદદ લેઈ પદ્યરચનાની જરૂરિયાત ધ્યાનમાં રાખી મેં નીચે પ્રમાણે ગાથાના ઉદ્ધાર કર્યો છે:—

તેએ પણ મત્ત જ;હરખાઆઆ
મમમત્તોનો મેએળ હઉ મળિયોઓઓ! (શા) ૪

[ રખોજી ]

(વનવેલી.)

'હઉ'નું નામ જવા દે ને[223] જવાબ દેઃ–હાથીથાન
છોડી કેમ(ષા) તું પીઠામાં પેસી દારૂ પીએ છે?

[ ગટિયો ]

આંહ! ચમ(ષા) તે આંઆંમ[224]પીઊ સૂં આંઆંમ.શેના
બઆરકા પાડો સો? હૂં કાંઆંમ સે? બોઓલી દો.

---

શા દીપક અલંકાર. ગાથાનું શુદ્ધ રૂપ નીચે પ્રમાણેઃ–
હું મત્ત; હાથણી પણ મત્ત; તમે મત્ત; દેવજી હુરિયો
તે પણ મત્ત જઃ હરખા મત્તોનો મેળ હઉ મળિયો.

ષા શ્લેષ અલંકાર. કેમ–(૧) શા માટે; (૨) કેવી રીતે.

---

मत्ता अ हत्थिणी सा मत्तो क्षो अ पुरूसो तह अहं चि। मत्तो तुमं पि मत्तो सव्वं मत्तं समं होइ ॥

૨૨૩ અહીં ગદ્ય પણ ઉપરના પદ્ય જેટલું જ ભ્રષ્ટ છે. ઉપલબ્ધ પાઠ राअउले भद्दपीठिआं ण णिक्कमिअ कुदो अंपिण्ड-दित्ति।, કલ્પિત राअउला णिक्कमिअ कुदो णु पीधिआअं मज्जोअं पिबसि।. પ્રસ્તુત અને આગામી ઉક્તિના પાઠોની સંગતિ વિચારી ફેરફાર કર્યો છે.

૨૨૪ મૂળ इक्को पिबामि। पक्ख पिबामि। पदेण पिबामि। मा संरम्भेण। किं करीअदु।, કલ્પિત इक्को पिबामि। पदेण मा संरम्भेण। किं करीअदु।.

[ રખોજી ]

લવલવ[225] છોડ અને લાવ લાવ ભદ્રવતી.

[ ગટિયો ]

લાઆવૂંઉં. પણુ લાઆચાર. મીંઇ ચહીંઇક અર્અંકલ મૂઉચેલ સેએ. (ला)

[ રખોજી ]

અંકુશનૂં કામ શૂં છે ? હાથણી ગરીબ ગાય જેવી છે. જા, લેઈ આવ ભદ્રવતી.

[ ગટિયો ]

લાઆવૂંઉં. પણુ લાઆચાર. મીંઇ ચહીંઇક શણુગાર મૂઉચેલ સેએ.

[ રખોજી ]

શૂં કામ છે શણુગારનૂં ? [226]પદ્દમ શણુગાર છે જ. ઝટ લેઈ આવ ભદ્રવતી.

[ ગટિયો ]

લાઆવૂંઉં. પણુ લાઆચાર. મીંઇ ચહીંઇક ઘંટ મૂઉચેલ સેએ.

---

ला 'મૂકેલ' પદમાં શ્લેષ છે.

---

૨૨૫ મૂળ हिज्जउ असंबद्धप्पलावो ।, કલ્પિત हिज्जउ (=સં. हीयताम्) असंबद्धो॒पलावो ।.

૨૨૬ મૂળ:पुष्फबन्धिआए, કલ્પિત पउममण्डिआए.

[ રખોજી ]

શૂં કામ છે ઘંટનૂં એ, જળક્રીડાએ જ જ્યાંત્યાં જવૂં છે ત્યાં ? લાવ ઝટ ભદ્રવતી.

[ ગટિયો ]

લાઆવૂંછીં. પણ લાઆચાર. મીંઇ ચહીંઇક [227]રસ્સો મૂણિચેલ સેએ.

[ રખોજી ]

[228]રસ્સો રહ્યો. એમ ને એમ જ, ચાલ, લેઈ આવ ભદ્રવતી. ઝટ કર.

[ ગટિયો ]

લાઆવૂંછીં. પણ લાઆચાર.

[ રખોજી ]

'પણ લાઆચાર' શૂં ?

[ ગટિયો ]

મીંઈ[229]

[ રખોજી ]

'મીંઈ' પછી શૂં ?[230]

---

૨૨૭ મૂળ कसिअं आढत्तां, કલ્પિત कसिआ आढत्ता।

૨૨૮ મૂળ कसिपण, કલ્પિત कसिआप.

૨૨૯ મૂળમાં આરંભે अकूघो વધારે છે.

૨૩૦ મૂળ किं तुप।, કલ્પિત किं मप।

[ ગટિયો ]

ભઅદ્દરવતી[૨૩૧]

[ રખોજી ]

અરે ભસી મર,
'ભઅદ્દરવતી' પછી ? કેમ આમ
ગચકાઈ ગચકાઈ બોલે છે ?

[ ગટિયો ]

ચહીંઈક મૂઝીચેલ સેએ.

[ રખોજી ]

દરબારી[૨૩૨] હાથણી મૂકીને મહુડી પીએ છે ?
ચલ[૨૩૩], ગુન્હેગાર છે તું. અને દરબારી માલ
રાખી દારૂ પાય છે તે [૨૩૪]કલાલણ રૂપલી એ

---

૨૩૧ મૂળમાં આ ઉક્તિના આરંભે अह्लो વધારે છે. ઉપરાંત ઉક્તિની પૂર્વે गात्रसेवकः। अह्लो भद्द। અને भटः। किं भद्द त्ति। એ બે ઉક્તિ પણ વધારે છે.

૨૩૨ મૂળમાં ण तुवं पत्थ अवरज्झो। છે. એમાંના નિષેધાર્થે ण બદલે અવધારણાર્થે णं અવ્યય હું વાંચું છું; જુઓ ટિપ્પણી ૧૪૬, ૧૫૨, ૨૦૨, ૨૧૬.

૨૩૩ મૂળમાં આ ભાગ છે નાહ. પરંતુ આના પછીના વાક્યની યોજના જોતાં એની જરૂર છે. આથી અહીં મૂળમાં મેં जो रामवाहणं देइअ सुरं पिबसि। એટલો અંશ ઉમેર્યો છે. વળી આના પછીના વાક્યમાં खु ને બદલે સમુચ્ચયાર્થે अ અવ્યય મેં લીધો છે.

૨૩૪ મૂળ किविडलघुविडविणी, શાસ્ત્રીજીએ સુધારેલો પાઠ

સાથે ગુન્હેગાર છે (हा).

[ ગટિયો ]

હઈને[235] મીં કીદૂં સેએ જેએ મુદ્દો જાય ની.

[ રખોજી ચમકી ]

અહોહો,[236] આ એકાએક ખળભળાટ ક્યાંથી ?

[ ગટિયો ] એએ[237] તોઓ ભઅદ્દરવતી ભાંજી
પીઈહ્લાંએનૂં રૂપૂં નાદૂં હોહે.

[ રખોજી પડદા તરફ કાન દેઈ ] અરે શું કહે છે ?

---

हा મતિ નામે સંચારી ભાવનો ઉદય અહીં નિરૂપિત છે.

---

**कण्डिलशुण्डिगिणी**, કલ્પિત પાઠ **किण्णिआ शुण्डिगिणी**. જુઓ ટિપ્પણી ૧૬૬, ૨૧૪.

૨૩૫ મૂળ **उत्ता मए किण्डिलशुण्डिगिणी। मा मूलविड्ढि विणासेहि त्ति।**, કલ્પિત **उत्ता मए सा। मा मुल्लण्णासो विणस्सदु त्ति।**. દારૂના મૂલ બદલે હાથણી આડમાં મૂકી હતી. માટે **मुल्लण्णासो** પાઠ યોજ્યો છે. કલાલણના નામની પુનરુક્તિ કરવાની જરૂર નથી. સબબ **सा** પાઠ લીધો છે.

૨૩૬ મૂળ **हं सद्दो विअ।**, કલ્પિત **कहं सद्दो विअ।**. જુઓ ટિપ્પણી ૨૩. એમાં **कहं** ને **हं**ની અદલાબદલી નોંધી છે.

૨૩૭ મૂળમાં **किण्डिलशुण्डिगिणीए गेहं भिन्दिअ भद्दवदी पलाअदि।** છે. એ બોલી શુદ્ધિવાળાની છે. પણ વક્તા તો નિશામાં ચકચૂર છે. એ સ્થિતિને અનુરૂપ નીચે મુજબ ફેરફાર મારે કરવો પડ્યો છેઃ—**किण्णिआशुण्डिगिणीए गेहं पलाअदि भिन्दिअ भद्दवदि।**. કલાલણ નામ બાબત જુઓ ટિપ્પણી ૧૬૬.

[ ૨૩૮પડદા પાછળ ]

વચ્છરાજની જે !

વટી ગયાં વાસુબા ને મહારાજ.

[ ગટિયો શુદ્ધિમાં આવી ]

ખમા મા'રાજને ! ( क्लि )

[ રખોજી ]

આંહ, તને છોકટાને મ્હારાજની શી પડી છે ?
તું તો તારે ઠાંસ દારૂ.

[ ગટિયો ખરૂં સ્વરૂપ પ્રકાશી ]

કોણ છોકટો ? ખબરદાર ! મ્હો સમાલી બોલો.
અમે[240] તો અમાત્ય આર્ય યૌગંધરાયણજીના

---

क्लि 'મહારાજ' પદ વક્તા વત્સરાજને માટે વાપરે છે. રખોજી તે મહાસેન માટે સમજે છે. એથી શ્લેષ અલંકારનો ધ્વનિ અહીં ઊપજે છે.

---

૨૩૮ મૂળમાં નર્યો **वासवदत्तं** બોલ છે, તેથી આ યૌગંધરાયણના કોઇ દૂતની પડદા પાછળની ઉક્તિ છે એવું અનુમાન થાય છે. જો તે મહાસેનના માણસની ઉક્તિ હોત, તો **भट्टिदारिअं वासवदत्तं** બોલ વાપર્યા હોત. આથી મૂળમાં **आकाशे** । છે તે બદલ મેં **नेपथ्ये** । નાટયસૂચિ લીધી છે; અને ઉક્તિને **आकाशभाषित** તરીકે પૂર્વની ઉક્તિના પેટામાં ન મૂકતાં **चूलिका**રૂપે જુદી આપી છે.

૨૩૯ મૂળ **सहर्षम्** ।, કલ્પિત **प्रकृतिमापन्न**.

૨૪૦ મૂળમાં આ વાક્યના પૂર્વે **कस्य वा मदः** । એટલા

દૂત છિયે. અમને તમે ન ઓળખ્યા. અરે આ ઉજ્જયિની તલપૂરે અમારાથી ખાલી નથી.

[ રખોજી નજર ફેરવી ].

અધધધ! કોટ અને દરવાજા વિના આ તો ચારે બાજુ કોશાંબી જ તર્વરે છે (खि)! ઝટપટ જાઉં ને પ્રધાનજીને જણાવું. [ જાય છે ]

[ ગટિયો ]

હું[241] પણ સ્વપક્ષનાને પડકારૂં. આ ધપે એ. મંત્રનું દબાણ મટી જતાં જેવા મણિધર ફૂંફવાડે, તેવા જ એ આ ટાણે ગાજી ઉઠે છે.(गि) અહો રણબાંધવો! શ્રવણ કરો.

(આખ્યાનકી.)

ખાઈ બગાડે રણમાં ધણીનું,
તેને લખ્યું છે નરકે જવાનું,

---

खि લક્ષણામૂલક ધ્વનિ.

गि ઉપમા અલંકાર.

---

બોલ વધારે છે. તે को मत्तः । એ બોલથી ગતાર્થ હોવાથી મેં તજી દીધા છે. સરખાવો ટિપ્પણી ૧૪૪માં નોંધેલો ક્ષેપક ભાગ.

૨૪૧ મૂળમાં આ વાક્ય ગટિયાની ગઈ ઉક્તિને છેડે આપ્યું છે. પરંતુ એ ઉક્તિ કરતાં આ ઉક્તિ સાથે એને વિશેષ સંબંધ છે. વળી એનું સ્વાભાવિક સ્થાન પણ રખોજીનાં નિર્ગમની ઉક્તિ પછી છે. આથી મેં તે વાક્ય અહીં ગોઠવ્યું છે.

તે અંજળી નીરતણી ન નામે,
ન દાભની સેર, ન પિંડ પામે.(ઘિ) ૫

(વનવેલી.)

ઓ[૨૪૨] ઝળકયા પાગલનો વેષ તજી
યોગંધરાયણ આર્ય સ્વસ્વરૂપે.

(માલિની.)

સુવિધ [૨૪૩]વિવિધ દાવે ઝૂઝતા એહ જંગે.
શિર ધવળ સુહાવે ઓળિયૂં; શ્યામ અંગે.
અસિ કર જમણે છે; હેમની ઢાલ વામે.
હિમકર ચપળાનો મેઘમાં જોગ જામે.(ङि) ૬

અહો ! એ શો સંહાર વર્તાવે છે !

(વસંતતિલકા.)

હાથી અને હય હણે, ભડ વીર ભાંજે,
અક્ષૌહિણી દળ ઘડી દ્રયમાં જ ગાંછે.

---

ઘિ અપ્રસ્તુતપ્રશંસા અલંકાર. અસત્સમુચ્ચય તેનું અંગ છે.
ङि ઉપમા અલંકાર ગમ્યમાન છે.

---

૨૪૨ મૂળમાં અહીં **क नु खल्वार्ययौगन्धरायणः ।** એટલું વધારે છે.

૨૪૩ મૂળમાં **विरचितबहुचीरः** પાઠ છે; તે **संहृतोन्मत्तवेषः** વગેરે કહ્યા પછી અસંગત બને છે. આથી તે બદલ હું **विरचितबहुचारः** પાઠ લેઉં છું.

હા ! ઘા કરે ગજ; અકારજ હાથ થાયે;
ખાંડૂં પડે કરથકી; હજુ તોય[૨૪૪] ધાયે ! (ચિ) ૭

(વનવેલી.)

અરે ![૨૪૫] એ ઝલાઈ જશે.
ધપું[૨૪૬] ધમસાણુમાં ને
આડો આવી ઊગારૂં.

જાય છે.

---

ચિ કારકદીપક અલંકાર. ઉત્તરાર્ધની વિશેષોક્તિ તેનું અંગ છે.

---

૨૪૪ મૂળ **अभियातः**, કલ્પિત **अभियाति**.

૨૪૫ મૂળમાં **ग्रहणमुपगतः** પાઠ છે. પરંતુ જો યૌગંધરાયણ પકડાઈ ગયો હોય, તો આડા પડી એને બચાવી લેવાનો પ્રસંગ જ ક્યાં રહે ? આથી **उपगतः** ને બદલે હું **उपगन्ता** પાઠ લેઉં છું.

૨૪૬ મૂળ **यावदहमप्यार्ययौगन्धरायणस्य प्रत्यन्तरीभविष्यामि।**, કલ્પિત **यावदहमस्य प्रत्यन्तरीभवामि।**. દેખીતી પુનરુક્તિ મટાડવા કાપકૂપ કરી છે.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## અંક ૪.

સ્થળ પ્રથમ ઉજ્જયિનીનો રાજમાર્ગ અને પછી દરબારગઢ.
આગળ બે સીપાઇ અને પાછળ ઢાલ ઉપર લીધેલો
યૌગંધરાયણ બાંધેલે હાથે પ્રવેશ કરે છે.

[ સીપાઇઓ ]

(વનવેલી.)

હઠો, ભાઇઓ, હઠો કે.

[ સીપાઇ ૧ ]

૨૪૭બરાડી બરાડી ગળું

સોલાઈ જ્યૂં, પેણ કોય હાંભળતૂં નથી. તોબા!

[ સીપાઇ ૨ ]

હૂં ય બાંધાટૂં સૂં, તોય કીદૂં કોય મારી બૂમ
કાન ધરતૂં જ નથી. કુંવરીબાશાહેબનૂં

---

૨૪૭ મૂળમાં **कण्ठस्स दीअमाणस्स ण उवं विरमदि ।** છે. તેને ઠેકાણે, આગામી ઉક્તિના આરંભવાક્ય સાથે સરખાવી, મેં **कण्ठस्स दिज्जमाणस्स ण कोचि णिसम्मदि ।** પાઠ યોજ્યો છે. **दीयमाण** અર્થના **दिज्जमाण**માં **दीयमान**ના ભ્રમથી **दीअमाणस्स** અપપાઠ ઉત્પન્ન થયો છે; અને **णिसम्मदि** પદનો આરંભનો ભાગ ખવાઈ ગયાથી **विरमदि** ઊપજ્યો છે.

હચ્ણુ થાતે [૨૪૮]હાબદી એ ઊજ્જેણી ઉપર તળે
થઈ રી સે.

[ સીપાઇ ૧ ]

હૂં સે, ભાઇ? કીના માટે 'હડો, હડો' કીજિયે સિયે તે તમે પૂસો સો? જોગંધરાણ પરધાનજી ઝલાયા સે ને, આ ઇયાંના માટે. હૂં કીદૂં? એચમ ઝલાયા તે? કૂં સૂં. બી ઘડી તો એકલે ઇયાંણે હામ ભેર હંધી અખોહણી હામે ખાંડાજંગી કરી અજબ ટક્કર લીધી. એ ટાણે વજ્જેહુંદર હાથી ચડી આયો. ઇના દંતુહળનો ઝપાટો લાગતાં ને હાથમાંનૂ ખાંડૂ ડર દી પડી જ્યૂં. [૨૪૯]ઇણે ઇયાં ઝલાયા.

[ [૨૫૦]સીપાઇ ૨ ]

અધુધુધુ! કોટ અને દરવાજા વના આ તો

---

૨૪૮ મૂળ **अवणअणविब्भमदाए उज्जयिणीए,** કલ્પિત **अवणअणविब्भमिदाए उज्जइणीए.**

૨૪૯ મૂળ **असिदोसेण गहीदो ण पुरुसदोसेण।**,કલ્પિત **अह सो णं गहीदः।** મૂળ પાઠનાં છેલ્લાં બે પદ ક્ષેપક છે; માટે તજી દીધાં છે.

૨૫૦ મૂળમાં આ ઉક્તિ પહેલા સીપાઇની કહી છે; કેમકે આના પહેલાંની બે ઉક્તિઓ એકઠી કરી બીજા સીપાઇના મુખમાં મૂકી છે. પરંતુ પ્રત ત્રને અનુસરી મેં એ બે જુદી જ રાખી છે; ને

ચોમગાં એ કોહંબી જ તવૈરે સે. હંભાળજો.[251]

[ સીપાઇઓ દરબારગઢ આવ્યે ]

અમાતજી ! ઊતરિયે. દરબારગઢ આયો.

[ યૌગં૦ ]

ઊતરૂં છૂં.

[ ઊતરતાં સ્વગત ]

વર્તમાન સંજોગમાં દુશ્મનના
દરબારમાં પ્રવેશ કરતાં અહાહા કેવી
ટાઢક વળે છે !

(પુષ્પિતાગ્રા.)

ઉર મુજ અતિ ઊમગે, ઝલાઈ
વણુ—અસિ, જીત થતાં કરી સવાઈઃ
રિપુકર ગત નાથ છોડવ્યા છે,
અરિકુંવરી ય હરી સુખી કર્યા છે. (ક્ષિ) ૧

---

ક્ષિ ધૃતિ સંચારી ભાવનું નિરૂપણુ છે. વિષમ અલંકાર ગમ્યમાન છે.

---

અનુક્રમે પહેલા અને બીજા સીપાઇ વચ્ચે વ્હેંચી નાંખી છે. આ કારણુથી પ્રથમઃ ને બદલે દ્વિતીયઃ વાંચી બીજા સીપાઇને પ્રસ્તુત ઉક્તિનો વક્તા ગણ્યો છે.

૨૫૧ મૂળ होह तुमे ।, કલ્પિત होम ।.

(વનવેલી.)

જે[૨૫૨] અભીષ્ટ અર્થ સિદ્ધ કરે છે, તે અર્થીને સ્વ-
દેહપાત પણ અભિનંદનીય લાગે છે;
જે ગૃહસ્થ ગૃહિણીનો સમાગમ ભોગવે છે,
તેને વનવાસ પણ રમણીય લાગે છે;
જે તપસ્વી કાયકષ્ટ વેઠી ધર્મ મૂલવે છે,
તેને પ્રાણત્યાગ પણ સુખકર લાગે છે;
મને, મારા મનના મનોરથો સર્યાં છે, તેણે
પકડાવું પણ પૂરૂં પ્રિયકર લાગે છે. (ञि)

કેમકે

(વસંતતિલકા.)

ખેડી[૨૫૩] વિરોધ, ભગવી કુંવરી, કરાવી
વિક્ષોભ, બુદ્ધિ ધૃતિ શૂરપણું જણાવી
મેં શત્રુ મિત્ર ગત કીર્તિ અકીર્તિ ફેડી
છોડાવિયા નૃપ, લહ્યો જશ, ખ્યાતિ જોડી. (ञि) ૨

ञि ધૃતિ સંચારી છે. ઉપમા ગમ્યમાન છે.

ञि ગર્વ સંચારી છે. યથાસંખ્યપોષિત અપ્રસ્તુતપ્રશંસા અલંકાર.

૨૫૨ મૂળ **सुखं खलु निष्कलत्राणां कान्तारप्रवेशः रमणीयः खलु०**, કલ્પિત **रमणीयः खलु सकलत्राणां कान्तारप्रवेशः सुखः खलु०**.

૨૫૩ મૂળના પહેલા ચરણમાં **विहाय** અને ત્રીજામાં **हित्वा** પાઠ છે. તે બદલ મેં અનુક્રમે **विधाय** અને **हत्वा** કલ્પિત પાઠ યોજ્યા છે.

[ સીપાઇઓ ]

(વનવેલી.)

હઠો, ભાઇઓ, હઠો કે.

[ યૌગં૦ ]

અરે હઠાવશો નહિ.
એઓ મને જોવા માટે ભીંડ કરતા હશે.

(વસંતતિલકા.)

જો[૨૫૪] જોય સર્વ જન, હામ સમેત આજે
ભક્તિવતે સમરપૂં મુજ દેહ આ જે.
ઇચ્છે અમાત્યપદ, તે ઉર પોરસાજો;
યા તો અયોગ્ય અભિલાષ ટળી જ જાજો.(ત્રિ)૩

[ સીપાઇઓ ]

(વનવેલી.)

અરે રિયો. આ ભચડાભચડી ને ધકાધકી
ક્યાંહૂં કરો સો. ચાં તમે અમાત જોગંધરાણ
નથે ભાળ્યા ?

---

ત્રિ ગર્વ સંચારી છે. કાવ્યલિંગ અલંકાર.

---

૨૫૪ મૂળના પ્રથમ ચરણમાં नरपतेः पुरुषाः समस्ताः છે. પરંતુ અવતરણભૂત ગદ્યભાગમાં न कश्चिदुत्सारयितव्यः । એવો સામાન્ય નિર્દેશ છે. न कश्चिद्राजपुरुष उत्सारयितव्यः । એવું વિશેષકથન હોત, તો જુદી વાત. આથી પ્રસ્તુત શબ્દસમૂહ આત્મ-

[ યૌગં૦ ]

લોકે મને હા [૨૫૫]જોએલો, પણ આ સ્વરૂપે નહિ.

(અનુષ્ટુપ.)

પૂરૂવે પાગળના વેષે ઠામ ઠામ ભમંત જે,
તેને હાવાં જુએ [૨૫૬]આવી વીરચર્યા ચરંત એ.(ટિ) ૪

એવે ત્રીજો સીપાઈ પ્રવેશ કરે છે.

[ **સીપાઈ ૩** પસાર થતાં ]

પ્રધાનજી ! કહૂં એક સમાચાર ? તમને તે સાંભળીને દુઃખ[૨૫૭] થશે. વચ્છરાજ, કહે છે, કે પકડાયા.

[ યૌગં૦ ]

હોય નહિ.

---

**ટિ** વિરોધપોષિત પર્યાય અલંકાર.

---

લક્ષ્મી ગણ્યી **नरपतेः सचिवं ससत्त्वं** એવા રૂપમાં હૂં વાંચૂં છૂં. અક્ષર વધતા ઓછા ખવાઈ ગયે પાઠની દુર્દશા થઈ છે.

૨૫૫ મૂળ **दृष्टः पूर्वम्**, કલ્પિત **दृष्टपूर्वः**.

૨૫૬ મૂળ **अवगीतमिदं रूपं कर्म संप्रति दृश्यते ॥**, કલ્પિત **अविगीतमिदंरूपं कर्म संप्रति दृश्यते ॥**. અહીં **इदं-रूपम्** એકપદ છે, તે ન સમજાયાથી પાઠમાં બગાડ થયો છે.

૨૫૭ મૂળ **पिअं**, કલ્પિત **अप्पिअं**. એક સામાન્ય સીપાઇ યૌગંધરાયણ જેવા પ્રતાપવાન પ્રધાનનો ઉપહાસ કરે, એ સંભવતું નથી.

(પુષ્પિતાગ્રા.)

ચિર રિપુકરથી વટી અટંતાં
વન વન ભદ્રવતી બળે વધંતાં
નરપતિ અરિએ ઝલાય એ શે
ઝટપટ જોજન કાપતા નિમેષે ? (ઠિ) ૫

(વનવેલી.)

કેવી રીતે પકડાયા ?

[ સીપાઈ ૩ જતાં જતાં ]

કહે છે, નલગિરિએ
પકડી[૨૫૮] પાડ્યા અને એ પકડાયા.

[ યાગં૦ ]

નલાગિરિ
પકડી પાડે; મહા સમર્થ છે એ; ના નહિ જ.
પણ જેવો નલાગિરિ, તેવો તેનો ખેડનાર
હોવો જોઇયે: તે નથી. એટલે એ બને નહિ

(અનુષ્ટુપ.)

વેગ વારણનો એના ખેડનારે વધે સહી.
પણ વત્સેશ વણ એ ખેડયો જાયે જવે નહિ.(ઢિ)૬

ત્રીજો સીપાઇ જાય છે ને ચોથો પ્રવેશ કરે છે.

ઠિ મતિ સંચારી ભાવનું નિરૂપણ છે. અનુમાન અલંકાર.
ઢિ મતિ સંચારી છે. અનુમાન અલંકાર.

૨૫૮ મૂળ अणुसारिआ, કલ્પિત अणुसारिआ.

[ સીપાઈ ૪ ]

ચાલો[259] ભાઈ, આયુધને કોઠે. પરધાનજીએ જોગંધરાયણજીને તહીં રાખવાનું ફરમાવેલું છે, કેમકે તાં પૂરેપૂરો જાપતો છે.

સર્વે ચાલવા માંડે છે.

[ યૌગં૦ આકાશ જોઈ ]

અહા, કેવું હસારત કહેવાય ?

(શાલિની.)

આવતાં[260] એ અગ્નિ વત્સેશ હાથ
હોયે મીટે મીંચવાની ન વાત.
ધોર્યા ત્યારે તો અમાત્યો; ન જોયું.
પેટીનો શો જાપતો ? રત્ન ખોયું. (ढि) ૭

[ સીપાઈ ૪ ]

(વનવેલી.)

પધારો. આ આયુધનો કોઠો, પરધાનજી.

ढि ચાપલ્ય નામે સંચારી ભાવ છે. રૂપક અને દૃષ્ટાંતનો સંકર.

૨૫૯ મૂળમાં અહીં अयच्च વધારે છે.

૨૬૦ वधूज्वा, કલ્પિત लक्ष्वा. અહીં ઉપમાનભૂત અગ્નિ તે મંથનસાધ્ય અરણિનો અગ્નિ છે તે ભૂલી સામાન્ય અગ્નિ સમજી કોઈએ वह्न्या પાઠ લીધો લાગે છે.

યૌગંધરાયણ અંદર જાય છે, એટલે સીપાઈ ૪ રસ્તે પડે છે.
એવામાં સીપાઇ ૫ પ્રવેશ કરે છે.

[ સીપાઈ ૫ ]

પરધાનજી યાંકણે એવૂં ફરમાવે સે, કે
જોગંધરાએણજીના બંદ સૂટા કરવા.

સીપાઇ ૫ સંદેશો કહી વળી જાય છે; ને સીપાઈ ૧, ૨ યૌગં-
ધરાયણના હાથ છૂટા કરે છે.

[ યૌગં૦ સ્વગત ]

બંધ[૨૬૧] છૂટા કરે છે તે પરથી જણાય છે, કે
ભરત રોહક મને મળવાને આવે છે.
ભલે, ભલે. એમનો મેળાપ મને ઇષ્ટ જ છે.

(શાર્દૂલવિક્રીડિત.)

ખૂચંતાં મુજ મત્તવેષ મનમાં એ ખીજવાતા[૨૬૨] હશે;
લક્ષે નિર્ણય નીતિના ન વસતાં એ મૂઝવાતા હશે;

---

૨૬૧ મૂળ **अक्षीणं मां कुरु ।**, કલ્પિત **अगुणं मां कुरुते ।**. અક્ષર ખવાઈ જવાથી ખોટો પાઠ ગોઠવાયો છે.

૨૬૨ મૂળમાં પહેલા બીજા અને ચોથા ચરણમાં **रोषात्प्रमत्ताक्षरैः**, **तुल्याधिकारोज्झितम्** અને **द्रष्टुं** છે. તે બદલે મેં અનુક્રમે **रोषात्तु मत्ताक्षरैः**, **तुल्येऽधिकारे जितम्** અને **दुष्टं** પાઠ યોજ્યા છે. યૌગંધરાયણે મત્તનો વેષ લીધો હતો, પ્રમત્તનો નહિ. બીજા ચરણના ઉપલબ્ધ પાઠથી સંતોષકારક અર્થ થતો નથી. ચોથા

હીણી છક્કડ લાગતાં છળબળે ભૂંડા પડ્યા એ હશે;
એથી એ જ પ્રમત્ત મલ્લ સરિખા જોઈ મને લાજશે.(णि)૮

એવે અમાત્ય ભરત રોહક સીપાઇ ૪ સાથે પ્રવેશ કરે છે.

[ભરત૦] ક્યાં છે યૌગંધરાયણ? [ મૂઝવણથી સ્વગત ] અહા !

(માલિની.)

મુખ[૨૬૩] સમ મુખ માંડૂં શી વિધે ધાપ ખાઈ?
નિજ નૃપતિ નસાડી જીતિયા એ ઝલાઈ.
મુજ વિફળ ગયેલા મંત્રથી ઘૂંઘવાઈ
મણિધર સમ રોષે ઊછળે એ દબાઈ. (ति) ૯

[ સીપાઈ ૪ ]

(વનવેલી.)

આધયુના કોઠામાં જી, પધારિયે.
પરધાનજીની વાટ જુએ છે એ.

---

णि સ્મૃતિપોષિત ગર્વ સંચારી છે. ઉપમા અલંકાર.

ति જડતા સંચારી છે. શ્લેષપોષિત ઉપમા.

---

ચરણના प्रष्टुंનો વાક્યમાં બરાબર અન્વય થતો નથી. આથી ફેરફાર કરવા પડ્યા છે.

૨૬૩ મૂળ अवनतकार्यं, કલ્પિત अवमतकार्यं. ઉપમેયના विपन्नं વિશેષણને જવાબ આપતું આવું કંઇક ઉપમાનનું વિશેષણ અપેક્ષિત છે. ઉપલબ્ધ પાઠમાં कार्यं બોલની પુનરુક્તિ છે.

[ ભરત૦ ] ઠીક. [ સ્વગત ] અહા,

(અનુષ્ટુપ.)

મેં નીલ ગજનો ઘાટ રચી મંત્રીવરે છળ્યે
વાંછશે વાળવા દાવ મંત્રી અંતરના વળે. (થિ) ૧૦

બંને પરિક્રમણ કરે છે.

[ સીપાઈ ૪ કોઠામાં પ્રવેશ કરી ]

(વનવેલી.)

પરધાનજી ! જોગંધરાયણજી
આ રહ્યા.

[ ભરત૦ ]

અહો યોગંધરાયણજી !

[ યોગં૦ ]

હો.

[ સીપાઈ ૪ સ્વગત ]

અહા અમાત્યજીની વાણુનો શો
રણકો છે ? એક જ અખેરના આ

થિ નીલગજના પ્રલોભનથી વત્સરાજને પકડવાનો ઘાટ ઘડનાર અને યુક્તિ ફાવ્યે હાંસુજી સાથે કૌશાંબી સંદેશા કહાવી ગર્વથી યોગંધરાયણને છોભીલો પાડવાનું કરનાર તે બીજો કોઇ નહિ પણ અમાત્ય ભરત રોહક જ હતો, એ સંક્ષેપમાં સુચવવા કવિએ અહીં તક લીધી છે.

ઘોરથી આખો એ કોઠો ભરઈ રૂંધ્યો.

[ ભરત૦ ]

'એ યોગંધરાયણ. એ યોગંધરાયણ.' એમ
જેના [૨૬૪]નામાક્ષર રણભૂમિમાં કાને પડયા'તા
તે તમને આ હું આંખે જોઉં છૂં, કેવૂં સુભાગ્ય !(द्वि)

[ યોગં૦ ]

મારૂં પણ સુભાગ્ય જ, કે આ ટાણે તમે મને
જુઓ છો[૨૬૫].

(અનુષ્ટુપ.)

દૃષ્ટાંતે[૨૬૬] દ્રૌણિના પાળી વીરવ્રત કલંક મેં

---

द्वि 'હું કેવો ભાગ્યશાળી કે તમારાં દર્શન થયાં!' એવો ઉપરથી અર્થ છે. પરંતુ અંદરખાનેથી 'મેં તમને કેવા કેદ કર્યા છે!' એવૂં માર્મિક સૂચન છે; ને પોતાના ચડિયાતાપણાનો ધ્વનિ છે. ગર્વ નામે સંચારી નિરૂપિત છે.

---

૨૬૪ મૂળ अशरीराण्यक्षराणि श्रयन्ते, કલ્પિત अक्षराणि श्रूयन्ते स्म.

૨૬૫ મૂળ दिष्ट्या भवान् दृश्यत इति। पश्यतु माम्, કલ્પિત दिष्ट्या भवान् पश्यति माम्.

૨૬૬ મૂળ अवजितं हत्वा, કલ્પિત अवजितिं हृत्वा. અપમાનનૂં કલંક ધોવૂં ( अवजितिहरण ) પ્રસ્તુત ઉપમામાં સમાન ધર્મ છે. પરાજય કરનારનો જીવ લેવો ( अवजिद्वध ) ઉપમેય અને ઉપમાનને સમાન છે નહિ. આથી ફેરફાર કર્યો છે.

ગુરુધર્ષણનું ધોયું લોહીથી ને મળ્યા તમે. (ધિ) ૧૧

[ ભરત૦ ]

(વનવેલી.)

મસ્ત[૨૬૭] હાથી વશ કરવાની તક મળી અને
તે તકથી આગળ વધીને છળ રમ્યા, તેમાં
અહાહા શા ફૂલાઓ છો !

[ યૌગં૦ ]

[૨૬૮]છળ રમ્યાનું કહો છો ?

ખરૂં, ખરૂં

( શાર્દૂલવિક્રીડિત.)

પૂર્વે[૨૬૯] નીલ ગજે તમે છળ રમી, વત્સેશ વાલ્યા વને,
જેથી[૨૭૦] ભોંય પડી ભુજા પર શિરે સ્વામી સડ્યા બંધને.
વીણાએ[૨૭૧] અવ નાગને વશ કરી પ્રદ્યોત વાલ્યા અમે,

---

ધિ 'ફૂલાઓ છો શાના ? સ્વામીને છોડાવી રાજકુમારી વાસવદત્તાનું હરણ કરી મેં તમને છક્કડ ખવરાવી છે' એવો ભાવ છે. ગર્વપોષિત ધૃતિ સંચારી છે. ઉપમા અલંકાર ગમ્યમાન છે.

---

૨૬૭ મૂળ **छलेनागतगजारम्भस्य,** કલ્પિત **आगतगजारम्भस्य छलेन.** ઉપલબ્ધ પાઠથી અર્થનો અનર્થ થવાનો સંભવ છે; તેથી પદોનો ક્રમ બદલ્યો છે.

૨૬૮ મૂળમાં અહીં **तत् पुनरिदानीम्** એટલા બોલ વધારે છે.

૨૬૯ મૂળ **या सा**, કલ્પિત **सा नौ.**

૨૭૦ મૂળ **हि नौ,** કલ્પિત **यया.**

૨૭૧ મૂળ **परिचयाद्वीणाश्रिता वञ्चना,** કલ્પિત **परिचिता विणाश्रितेयं च नः.** ઉપલબ્ધ પાઠમાં **वञ्चना**ની પુનરુક્તિ છે.

ચાલે[૨૭૨]ચાલ જ ચાલિયા. ત્યમ છતાં કાં દોષ દાખો તમે? (नि)૧૨

[ ભરત૦ ]

(વનવેલી.)

શિષ્યા તરીકે [૨૭૩]સ્વીકારી રાજકુમારીનૂં અપ-
હરણ કરી ગયા, તે તસ્કરની વૃત્તિ ઠીક ?

[ યૌગં૦ ]

આ તમારૂં બોલવૂં અજુગતૂં છે. મહારાજે
એ તો કર્યો [૨૭૪]ગાંધર્વ વિવાહ, જેમાં અગ્નિ સાક્ષી
ન જોઇયે. પત્નીરૂપે એમને સ્વીકારીને જ
શિષ્યા તરીકે સ્વીકાર્યાં હતાં. જુઓ.

(અનુષ્ટુપ.)

જાયા ભરતવંશે જે, પ્રતાપી વત્સરાજ તે
હાથ ઝાલે નહીં ને આ કરે અકૃત કાજ કે ?(पि)૧૩

नि અર્થાંતરન્યાસપોષિત વિભાવના અલંકાર.

पि ઉદાત્તપોષિત અર્થાપત્તિ.

૨૭૨ મૂળ **पूर्वं प्रस्तुतमेव यामि भवता**, કલ્પિત **पूर्वप्रस्तुतमाचरामि भवतो.**

૨૭૩ મૂળમાં અહીં **अनग्निसाक्षिकं** બોલ વધારે છે.

૨૭૪ મૂળમાં **अनग्निसाक्षिकः** બોલ છે નહિ. તે જરૂરનો ધારી ગત ઉક્તિમાંથી લેઈ ઉમેર્યો છે.

[ ભરત૦ ]

(વનવેલી.)

મહાસેને [૨૭૫]છૂટા કરી સત્કાર કર્યો તે આજે
વત્સરાજ ભૂલી ગયા.

[ યૌગં૦ ]

તે એ બરાબર નથી.

(વંશસ્થવિલ.)

પ્રવીણ[૨૭૬] એ પૂરણ હસ્તિવેદમાં
ગ્રહે છકેલો ગજ, એ જ ભેદમાં
નરેશ છોડયા અમ મૃત્યુ ટાળવા
અને અનેરો જસ આ રળાવવા. (ફિ) ૧૪

ફિ પૂર્વાર્ધમાં અનુમાન ગમ્યમાન છે, તે ઉત્તરાર્ધના વિશેષનું પોષણ કરે છે.

૨૭૫ મૂળ **अद्यापि**, કલ્પિત **विमुच्य**. ત્રણે અક્ષર નાશ પામ્યાથી કોઇએ વગર વિચાર્યે તે ઠેકાણે **अद्यापि** બોલ મૂક્યો જણાય છે. આગામી ઉક્તિમાં **विमुक्तः** બોલ છે; તે અહીં **विमुच्य** માગી લે છે.

૨૭૬ મૂળમાં **यदस्य चार्थां कुरुते नलागिरिः स शिक्षितानां वचनेषु तिष्ठति। ततो विमुक्तः स्वशरीररक्षणे** એ રીતનો પાઠ છે એમાં પૂર્વાર્ધનાં બે ચરણો લગભગ એક જ અર્થનાં હોઈ પુનરુક્તિનો ભાસ ઉપજાવે છે. ત્રીજા ચરણમાં **स्व** પાઠથી કેવો અનર્થ નીપજે છે તે શાસ્ત્રીજીએ કરેલા અર્થ ઉપરથી

[ ભરત૦ ]

(વનવેલી.)

જો[277] કદી નલાગિરિના ગ્રહણની ખાતર જ
વત્સરાજને છૂટા કર્યાનું તમે માનતા હો,
તો તો ફરી બંધનમાં નાંખવા જ જોઈતા 'તા.
તે તો નાંખ્યા ન હતા; ખબર છે ને ?

[ યૌગં૦ ]

નાંખત તો
ખરા એ. શું કરે ? [278]પ્રજા ચૂંટી ખાશે, એ ભયથી
ના નંખાયા.

[ ભરત૦ ]

પ્રતિપક્ષી કેદ પકડાય તેને,
કહો વારુ, શાસ્ત્રમાં શી સજા ફરમાવેલી છે ?

---

દીસી આવે છે. આ કારણથી મેં નીચે મુજબ પાઠ યોજ્યા છેઃ **पुरा तदाज्ञां कुरुते नलागिरिः सुशिक्षितानां धुरि यत्स तिष्ठति । अतो विमुक्तः स शरीररक्षणे.**

૨૭૭ મૂળમાં **यदि** અને **चेत्** અવ્યય અહીં એકીવખતે વાપર્યાં છે. પુનરુક્તિ ટાળવા મેં **चेत्** તજી દીધો છે.

૨૭૮ મૂળ **पश्यत्युपक्रोश**, કલ્પિત **प्रकृत्युपक्रोश**. અક્ષરો વધતાઓછા ખવાઈ ગયે ગોટાળા ભરેલો પાઠ ગોઠવાયો છે.

ન્યાયમાં નિપુણ છો માટે પૂછું છું.[૨૭૯]

[ યૌગં૦ ]

વધ.

[ ભરત૦ ]

વત્સ-
રાજ વધની સજાને પાત્ર હતા. તમારા જ
મુખનો એ ન્યાય. ત્યારે, કહો, [૨૮૦]મહાસેને કેમ
એમનો સત્કાર કર્યો ?

[ યૌગં૦ ]

તે દિવસે એઓ સપ-
ડાયા હતા, છતાં વત્સરાજે જવા દીધા હતા;
તે વિચારીને.

[ ભરત૦ ]

—અરે શી વાત ? [૨૮૧]તમે માનો છો કે
મહાસેનનો એ વાળે વાંકો કરી શકત ?

---

૨૭૯ મૂળ **ब्रवीति**, કલ્પિત **ब्रवीमि**. અક્ષરો ખવાઈ ગયે ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે.

૨૮૦ મૂળ **अस्माभिः**, કલ્પિત **महासेनेन**. આગામી ત્રણ ઉક્તિ ઉપર નજર રાખી આ ફેરફાર કર્યો છે.

૨૮૧ મૂળ **मन्यते स्वामी ।**, કલ્પિત **मन्यसे ।**. પ્રસંગ ઉપરથી જોઈ શકાશે કે સંભાવ્ય અસંભાવ્યનો તોલ કરનાર અહીં વત્સરાજ નથી, યૌગંધરાયણ છે. સબબ ટૂંકો પાઠ યોજ્યો છે.

[ યૌગં૦ ]

એ-

શક. એ તો વત્સરાજે ભલપણ બતાવ્યું.

(અનુષ્ટુપ.)

રાજા તમ જવા દીધા એમણે હાથમાં છતે;
ચડી[૨૮૨] કુંભસ્થળે કેતુ પાડવો, વસમો ન તે.(ત્રિ)૧૫

[ ભરત૦ ]

(વનવેલી.)

વાહ, પણ કૌશાંબીના કાંગરા ફરી શી રીતે
ઘડશો, તેનો વિચાર કર્યો છે? તમે રાજાજીનું
પ્રતીકૂળ કરવામાં. કંઈ ઊણું રાખ્યું નથી.

[ યૌગં૦ ]

હા હા હા! મને હસવું આવે છે. આ શું કહો છો?

---

ત્રિ દૃષ્ટાંત અલંકાર.

---

૨૮૨ મૂળમાં **न समारुह्य नागेन्द्रं वैजयन्ती निपा-त्यते ॥** છે. અહીં હાથી ઉપર ચડ્યા વગર વાવટો પડાય કે ચડીને, એ સવાલ નથી; પરંતુ હાથી ઉપર ચડેલાએ વાવટો પાડી શકાય કે નહિ, તે વિશે પ્રશ્ન છે. આથી મેં **न समारुह्य नागेन्द्रं वैजयन्ती न पात्यते ॥** એવો પાઠ યોજ્યો છે. અક્ષર ખવાઈ ગયે ભ્રષ્ટ પાઠ ગોઠવાયો છે.

(અનુષ્ટુપ.)

તમારા દેખતાં સ્વામી ગયા–વીણો ન વેવલાં–
ઊપાડ્યું ઝાડ જડ શું ; પૂછો છો શું પછી ભલા?(મિ)૧૬

એવે સોનાની ઝારી સાથે કંચુકી બાદરાયણ પ્રવેશ કરે છે.

[ બાદ૦ ]

(વનવેલી.)

જય, જય, પ્રધાનજી. [ કાનમાં કંઇક કહે છે. ]

[ ભરત૦ ]

મોટે કહો, કંચુકીજી !

[ બાદ૦ ]

પ્રધાનજી ![૨૮૩] મહાસેન શ્રીમુખથી કહે છે, કે

(અનુષ્ટુપ.)

ધાણ[૨૮૪] વાળ્યો તમે જોકે દાવે અદ્ભુત, હું ગુણે

---

મિ દૃષ્ટાંત. રાજા અને મંત્રીમાં વૃક્ષ અને શાખાનો ઉપચાર કર્યો છે, તેથી સ્હેજે મંત્રીના વિમોક્ષનો ધ્વનિ પ્રગટે છે. તેને જ પગલે યોગંધરાયણના સત્કાર અર્થે કંચુકી બાદરાયણનો પ્રવેશ છે.

---

૨૮૩ મૂળમાં આ અર્થભાગ છે નહિ. તે જરૂરનો હોવાથી **भो महासेनः समाज्ञापयति** । એ ખૂટતા બોલો મેં ઊમેર્યા છે. શાસ્ત્રીજી પણ '**महासेन आह**' **इत्यपेक्षितम्** । એમ લખે છે.

૨૮૪ મૂળ **नापकृतं**, કલ્પિત **नोऽपकृतं**. ત્રીજા ચરણનો ભાવ આ ફેરફાર માગી લે છે.

બીજું; બીજું ન. આ તેની પૂજા ગ્રહણ કીજિયે.(मि)૧૭

[ યોગં૦ સ્વગત ] અહા !

(વંશસ્થવિલ.)

ન લાજ બોલાય અમાત્યનાં ઉરે
અને લગાડેલ પુરે, તદંતરે
વિનાશ સાટે મમ માનપાન શાં ?
ઘટે ગુન્હાને વધનાં વધામણાં.( यि) ૧૮

[ પડદા પાછળ ] ઓ બા સાહેબ રે ![૨૮૫]

[ ભરત૦ ] અરે !

(અનુષ્ટુપ.)

સહસા મ્હેલની ટોચે, બાજની પાંખ લાગતાં
ટીટોડી ટટળેતીના નાદ શું કલપાંત કાં ? (रि)૧૯

(વનવેલી.)

આર્ય ! જુઓ, જુઓ, શૂં છે ?

[ બાદ૦ ]

જોઊં.

मि કાવ્યલિંગ અલંકાર. યોગંધરાયણના સત્કારમાં જમાઈ તરીકે વત્સરાજના સ્વીકારનો ધ્વનિ સમાયો છે.

यि વિષમ અલંકારનો ધ્વનિ છે. તેનું પૂર્વાર્ધની ઉપમાપોષિત અતિશયોક્તિ અંગ છે.

रि ત્રાસ સંચારી ભાવનૂં નિરૂપણ છે. ઉપમા અલંકાર.

૨૮૫ મૂળ नेपथ्ये हाहाकारः क्रियते ।, કલ્પિત नेपथ्ये । हा हा भट्टिणी ।.

[ જઈ પાછો આવી ]

એ તો, સંતાપનાં
માર્યાં મહારાણીશ્રી અંગારવતી મહેલની
અગાસીથી ઝંપાપાત કરતાં 'તાં, [૨૮૬]તેને લીધે
રણવાસે કાગારોળ મચ્યો હતો. પણ મહા-
રાજે આવી રાણીજીને વાર્યાં અને સાંતવન
કરી સમજાવી કહ્યું:–' અરે ! તમે ઝંપાપાત[૨૮૭]
શા માટે કરો છો ? ક્ષાત્ર ધર્મ અનુસાર જ આ
વિવાહ [૨૮૮]થયો છે, તેથી રાજી થવાનું છે. દેવી !
આવો, ત્યારે, વાસુબા ને વત્સરાજનાં લગન
ચિત્રપટે ઊજવિયે.' આર્ય ! ચિત્રપટનાં એ
લગનનો મહોત્સવ મચવા એ માંડ્યો. જુઓ.

(અનુષ્ટુપ.)

લાજા લેઈ વધાવંતી ગાવંતી રણુવાસની
હરખે નિરખે અશ્રુભીને નેને સુવાસિની. (લિ) ૨૦

---

લિ સ્વભાવોક્તિ.

---

૨૮૬ મૂળ **मोत्तुकामा महासेनेनाभिहिता**।, કલ્પિત **मोक्तुकामासीत् । ततः स्त्रीजनेन हाहाकारोऽक्रियत । परं देवी महासेनेनाभिहिता ।**

૨૮૭ મૂળ **संतप्पसे**, કલ્પિત **संपत्स्यते**. રાણી માત્ર સંતાપ જ નથી કરતી, મહેલની ટોચથી પડતું મૂકી આપઘાત કરે છે.

૨૮૮ મૂળ **उद्दिष्टः**, કલ્પિત **दिष्टः** ( fixed settled ).

[યૌગં૦] અહો !

(વનવેલી.)

આ વિવાહ ત્યારે રાજાજીને અભિમત જ છે.
એમ છે તો, લાવો, લાવો, એ સત્કાર મારે પણ
શિરોમાન્ય છે.

[બાદ૦]

લીજે, પ્રધાનજી !

બાદરાયણ યૌગંધરાયણને સોનાની ઝારી આપે છે.

[ભરત૦]

કહો, યૌગંધ-
રાયણજી, મહાસેન શું વિશેષ પ્રિય કરે?[૨૯૦]

[યૌગં૦]

બસ, મહાસેન જે પ્રસન્ન, તે જ પ્રિયમાં એ
પ્રિય. એથી શું વિશેષ હોઈ શકે ? ચાલો, ચાલો
વિવાહમહોત્સવમાં. (ચિ)

સર્વે જાય છે.

---

ચિ સમાપનાની સરળતા સારૂ છેલ્લું વાક્ય અનુવાદમાં વધા-
રાનું ઊમેર્યું છે.

---

૨૯૦ મૂળ उपहरति, કલ્પિત उपहरतु.

# પ્રધાનની પ્રતિજ્ઞા.

## સમાપના.

સ્થળ પાટલિપુત્રના રાજમહેલની નાટકશાળા.

નાટક થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે.

[ [२७१]સૂત્ર૦ ] જય હો દેવનો ! શ્રીમાન નરદેવનો જય હો !

(અનુષ્ટુપ.)

અરિના અશ્વદળની આંધી આભે છવાય છે,
રજે જે મલિને ધેનુ મૈયા અવ છુવાય છે. ૧
ધૂળકોટ ટળો તે; તે પરચક્ર શમો; અને
રાજાજી સિંહ શા શૂરા વર્તાવો આણ ભૂતળે !(શિ)૨

જાય છે.

---

શિ પહેલી ત્રણ પંક્તિમાં પરચક્રની અનિષ્ટ સંપત્તિ વર્ણવી છે, તેથી ઉદાત્ત અલંકાર બને છે; અને ચોથી પંક્તિમાં ઉપમાપોષિત પરિકર છે.

૨૭૧ મૂળમાં વક્તાના વિશિષ્ટ નિર્દેશને બદલે સામાન્ય **भरतवाक्यम्।** બોલ છે. પરંતુ **दूतघटोत्कच** નાટકના મંગળાચરણના શ્લોકમાં સૃષ્ટિ વિસ્તારનાર અને સમેટનાર નારાયણ ભગવાનમાં નાટકના પ્રસ્તાવક અને પ્રતિસમાપક સૂત્રધારનો આરોપ કર્યો છે, તે ઉપરથી સમજાય છે કે ભાસના સમયમાં પ્રસ્તાવનાની પેઠે સમાપના પણ સૂત્રધાર કરતો હતો. આથી મેં સમાપના છૂટી પાડી આશીર્વચન સૂત્રધારના મુખમાં મૂક્યું છે.

# પરિશિષ્ટ

## પંચ સંધિ

### અને તેનાં મુખ્ય અંગ.

**મુખઃ—વત્સરાજનૂં ફસાવૂં.**

ઉપક્ષેપ [ યૌગં૦ સ્વગત ] જાસુસ કે'તો હતો કે રાજાજીને છળવાને...
...નીલગજ રાખેલો છે. ( પૃ. ૭ )

પરિકર—[ યૌગં૦ ] અરે હાંસુજી ! રાજાજી નાગવન પધાર્યા કે હજુ હવે ? [હાંસુજી] જી, એઓ તો ગઈ કાલના પધાર્યા. (પૃ,૧૧)

પરિન્યાસ—[ યૌગં૦ ] એણે એવી ભાળ આપી કે.........[હાંસુજી) ...મહારાજ નીલગજના વિજય માટે નીકળી પડયા. ( પૃ. ૧૬–૧૮ )

ઉદ્‌ભેદ—[ હાંસુજી ]...તે જ પળે ઝાડીમાંથી વાંસે એકાએક.......
[ હાંસુજી ]...એક સરદાર ચડી આવ્યો. ( પૃ. ૨૧ )

સંમાધાન—[ હાંસુજી ] તે તકે પ્રદ્યોતના અમાત્ય શાલંકાયનજી......
[ હાંસુજી ]......મહારાજજીને ઉજ્જયિની લેઈ ગયા. ( પૃ. ૨૮–૩૦ )

યુક્તિ...[ યૌગં૦ ] લેઈ ગયા ? હરિહરિ !.........પરવશ મરશે એ તર્જને અર્ચને વા. ( પૃ. ૩૦–૩૧ )

**પ્રતિમુખઃ—યૌગંધરાયણની પહેલી પ્રતિજ્ઞા.**

પરિસર્પ—[ યૌગં૦ ] વારૂ, હાંસુજી, તમે ત્યારે મહારાજ જોડે કેમ ના ગયા ?...........[ યૌગં૦ સ્વગત ]........શૂં સમજવૂં ? ( પૃ. ૩૫–૩૬ )

પ્રગમન—[ યૌગં૦ પ્રગટ ] વારૂ, મહારાજે કંઇ કહ્યૂં છે ?.........
[ યૌગં૦ ]........પેખશે સ્વર્ગેથી તે. ( પૃ. ૩૬–૩૮ )

વજ્ર—[ યૌગં૦ ] હરિહરિ !.........નિરૂત્તીર્ય મંત્રિવર્ય છે ! (પૃ.૩૯)

ઉપન્યાસ—[ વિજયા ] જી, માજીસાહેબ...............[ વિજયા ]...
......તમે છોડાવી લાવશો. [ પૃ. ૩૯–૪૦ )

પુષ્પ— [ યૌગં૦ ] અહો, માજીસાહેબનાં રાજવંશી વચનમાં કેવું ધૈર્ય છે......[યૌગં૦] ..આ હું નહિ યૌગંધરાયણ. (પૃ ૪૦–૪૧ )

ગર્ભ:—વત્સરાજ ઉજ્જયિનીમાં.

અભૂતાહરણ...[ મહા૦ ]...કેમ, બાદરાયણ, શું કહેવું છે ?.........
...[ મહા૦ ]......કન્યાના ભાગ્યની વાત અન્ય તો; અન્યથા નથી. ( પૃ. ૫૦–૫૨ )

તોટક—[ બાદ૦ ] વત્સરાજ............[ મહા૦ ]......યૌગંધરાયણ-તણી સમ હાક વાજે. ( પૃ. ૫૮–૬૧ )

માર્ગ—[ અંગા૦ અલગ ] શું, અમાત્ય વત્સરજને લોભને આવ્યા !
......[ અંગા૦ અલગ ] એમના જ લોભમાં..........
વાસુનો વિવાહ આપણે કરાતો નથી. ( પૃ. ૬૩ )

આક્ષેપ—[મહા૦] જાઓ ત્યારે........ [ મહા૦ ]......છો શૂરો સિંહ સૌ જુએ. ( પૃ. ૬૩–૬૪ )

[ મહા૦ ]...વારૂ, બાદરાયણ, કહો, એ વત્સરાજ ક્યાં છે ?
......[ બાદ૦ ] જેવી આજ્ઞા. ( પૃ. ૭૦–૭૨ )

અધિવલ—વેષધારી ત્રિપુટીનું ચોબારા ધર્મશાળામાં એકઠા થવું.
( પૃ. ૭૬–૯૨ )

વિમર્શ:—વત્સરાજનો મોહ અને યૌગંધરાયણની બીજી પ્રતિજ્ઞા.

અપવાદ—[ રુમ૦ ] મિત્ર ! શું વિચારો છો ?.........[વસં૦] મહા-રાજને લીધે જ બીજા કોને ? ( પૃ. ૯૯–૧૦૦ )

શક્તિ—[ વસં૦ ] એ લપટે લપટાઈ રાજાજી કે'તા હતા કે...હલકો વિચાર આણશો નહિ. ( પૃ. ૧૦૩ )

વ્યવસાય—[ યૌગં૦ ] વસંતક! તમે તો બટકબોલા... ..........
[ યૌગં૦ ] એ આવશે જશના કરીશું ત્યારે. (પૃ, ૧૦૫–૧૦૫ )

પ્રરોચના—[ રુમ૦ ] કેવા કાઢી જઈયે છિયે તે તમે જોજો. ( પૃ. ૧૦૭ )

આદાન—[ યૌગં૦ ] હા, હા, એઉને એ અમે લેઈ જઈશું........
લેઈ જો નવ જાઉં, તો ન હું યૌગંધરાયણ. [ પૃ. ૧૦૭–૧૦૮)

**નિર્વહણ:**—વાસવદત્તાનું હરણ અને ચિત્રનો વિવાહમહોત્સવ.

સંધાન—[ પડદા પાછળ ] વત્સરાજની જે! વટી ગયાં વાસુઆ ને મહારાજ. ( પૃ. ૧૨૨ )

નિર્ણય—[ સિપાઇ ૩ પસાર થતાં ] પ્રધાનજી! કહું એક સમાચાર?
......[ યૌગં૦ ]........ખેડયો જાયે જવે નહિ.
( પૃ. ૧૩૧–૧૩૨ )

પરિભાષણ—યૌગંધરાયણ અને ભરત રોહકની ટપાટપી. (પૃ.૧૩૬–૧૪૪)

ભાષણ—[ બાદ૦ ] પ્રધાનજી! મહાસેન શ્રીમુખથી કહે છે કે.......
પૂજા ગ્રહણ કીજીયે. ( ૧૪૪–૧૪૫ )

આનંદ—[ બાદ૦ ]......વિવાહનો મહોત્સવ મચવા એ માંડયો.
જુઓ......નિરખે હરખે અકુળીને નેને સુવાસિની.
( પૃ. ૧૪૬–૧૪૭ )

કાવ્યસંહાર—[ ભરત૦ ] કહો, યૌગંધરાયણ! મહાસેન તમારૂં.......
[યૌગં૦ ]...,...ચાલો વિવાહના મહોત્સવમાં. ( પૃ. ૧૪૭ )

પ્રશસ્તિ—[ સૂત્ર૦ ] જય હો દેવનો !...—...નાગજી સિંહ શાસ્ત્ર વર્તાવો આણ ભૂતળે! ( પૃ. ૧૪૪ )

# વૃત્તિઓ

## અને તેનાં અંગ.

### સાત્વતી.

સંઘાતક—મહાસેનનો મંત્ર ( અંક ૨–૪ ).

યૌગંધરાયણની પ્રતિજ્ઞાઓ ( અંક ૧–૩ ).

સંલાપક—વત્સરાજના ગ્રહણ બાબત મહાસેન અને અંગારવતીના ઉદ્‌ગાર ( અંક ૨ ).

પોતે પકડાયા પછી યૌગંધરાયણના ઉદ્‌ગાર ( અંક ૪ ).

ઉત્થાપક—ગટિયાકૃત પ્રોત્સાહન ( અંક ૪ ).

પરિવર્તક—મહાસેનકૃત દ્વિધા રસાંતર, યૌગંધરાયણનો સોનાની ઝારીનો ભેટથી સત્કાર અને વત્સરાજવાસવદત્તાનો ચિત્રપટથી વિવાહ ( અંક ૪ ).

### આરભટી.

અવપાત—નાગવનના અવસ્કંદમાં વત્સરાજનું પરાક્રમ ( અંક ૧ ).

સંક્ષિપ્તક—પ્રલોભન ( અંક ૧ ).

વસ્તૂત્થાપક—વ્યાસદર્શન ( અંક ૧ ).

સંફેટ—ત્રિપુટીની ટપાટપી ( અંક ૩ ).

યૌગંધરાયણ અને ભરત રોહકનો સંવાદ ( અંક ૪ ).